# હિંદુ જીવનદર્શન

[ રાધાકૃષ્ણનનું The Hindu View of Life ]

અનુવાદક

ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ




નવજીવન કાર્યાલય

અમદાવાદ

# ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦—૨—૦ |
| અહિંસા | ૦—૮—૦ |
| આત્મકથા ભા. ૧–૨ | ૧—૦—૦ |
| આત્મકથા ભા. ૧–૨ (નાગરી લિપિ) | ૦–૧૪—૦ |
| કેળવણીનો કોયડો | ૧—૦—૦ |
| ખરી કેળવણી | ૦–૧૨—૦ |
| ગીતાબોધ | ૦—૧—૬ |
| ગોસેવા | ૦—૫—૦ |
| ત્યાગમૂર્તિ અને બીજા લેખો | ૦–૧૨—૦ |
| દ૦ આ૦ સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧–૨ | ૧–૧૨—૦ |
| ધર્મમંથન | ૦–૧૨—૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦–૧૪—૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦—૪—૦ |
| મંગળપ્રભાત | ૦—૧—૦ |
| વર્ણવ્યવસ્થા | ૦—૬—૦ |
| સૉક્રેટીસનો બચાવ | ૦—૧—૦ |
| સો ટકા સ્વદેશી | ૧—૪—૦ |
| ગામડાંની વહારે | ૦—૧—૦ |
| યેરવડાના અનુભવ | ૦–૧૨—૦ |
| હિંદ સ્વરાજ (હસ્તાક્ષરમાં, ખાદીનું પૂઠું) | ૧–૧૨—૦ |
| ,, ( ,, સાદું પૂઠું ) | ૧—૪—૦ |
| ,, (છાપેલું) | ૦—૪—૦ |
| गीतापदार्थकोष | ૦—૪—૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧—૮—૦ |

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# જમનાદાસ ભગવાનદાસ સ્મારક

## ગ્રંથમાળાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧. | જાતે મજૂરી કરનારાઓને | ૦—૩—૦ |
| ૨. | ત્યારે કરીશું શું? | ૧—૦—૦ |
| ૩. | જીવનશોધન | ૧—૦—૦ |
| ૪. | કેળવણીના પાયા | ૧—૦—૦ |
| ૫. | સત્યાગ્રહી ગૅરીસન | ૧—૦—૦ |
| ૬. | સહાયવૃત્તિ | ૧—૪—૦ |
| ૭. | જપજી | ૦—૯—૦ |
| ૮. | આપણો આર્થિક પ્રશ્ન | ૧—૦—૦ |
| ૯. | ચીનનો અવાજ | ૦—૮—૦ |
| ૧૦. | ગાંધીજીની સાધના | ૧—૪—૦ |
| ૧૧. | શ્રીમદ્ભાગવત | ૧—૮—૦ |
| ૧૨. | ભિખ્ખુનું જીવન | ૦—૧૦—૦ |
| ૧૩. | સો ટકા સ્વદેશી | ૧—૪—૦ |
| ૧૪. | મારી વ્યાપક કેળવણી | ૧—૪—૦ |
| ૧૫. | સ્વદેશી સમાજ | ૦—૮—૦ |

જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ — ૨૫

# હિંદુ જીવનદર્શન

[રાધાકૃષ્ણનનું The Hindu View of Life]

અનુવાદક
ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ




નવજીવન કાર્યાલય
અમદાવાદ

# પ્રસ્તાવના

આ નાની માળાનાં વ્યાખ્યાનો જે રૂપમાં અપાયેલાં તે રૂપમાં જ છાપેલાં છે; તેમાં હિંદુ જીવનદર્શનના મુખ્ય સિદ્ધાંતોનું નિરૂપણ કરવાનો પ્રયાસ કરેલો છે. હું જાણું છું કે જે કેટલીક વસ્તુઓનો ઉલ્લેખ આવશ્યક ગણાય અને જેના વિના હિંદુ જીવનદર્શનનું કોઈ પણ નિરૂપણ અધૂરું ગણાય તેનો નિર્દેશ આમાં કરવામાં નથી આવ્યો; અને બીજી બાજુ કેટલાક અભિપ્રાયો એવા વ્યક્ત કરવામાં આવ્યા છે જેના સમર્થનમાં પુરાવો કે દલીલ આપવાં જોઈએ છતાં અહીં નથી આપ્યાં. હિંદુ અધ્યાત્મજ્ઞાનના આખા વિષયની ચર્ચા મેં આ વરસે ઑગસ્ટમાં આપેલાં હૅસકેલ વ્યાખ્યાનોમાં વધારે વિસ્તારથી કરી છે; અને એ વ્યાખ્યાનો જ્યારે પ્રસિદ્ધ થશે ત્યારે* આ પુસ્તકમાં રહેલાં કેટલાંક મોટાં ગાબડાં પુરાશે. તે દરમ્યાન, જો આ સંક્ષિપ્ત વિવેચનથી વાચકને હિંદુધર્મની અંતર્ગત ભાવનાનો કંઈક ખ્યાલ મળશે તો હું સંતોષ માનીશ.

ન્યૂ યૉર્ક શહેર
૯ સપ્ટેંબર, ૧૯૨૬

**સર્વપલ્લી રાધાકૃષ્ણન**

---

*આ વ્યાખ્યાનો An Idealist View of Life એ નામથી પુસ્તકાકારે પ્રસિદ્ધ થયાં છે.

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | નીચેથી ૩ | प्रकीतिताः | प्रकीर्तिताः |
| ૧૨ | ૧૪ | નિરબાધ | અબાધિત |
| ૧૮ | ૭ | પ્રતિબિબ | પ્રતિબિંબ |
| ૨૧ | છેલ્લી | तदन्नातस्य | तदन्नास्तस्य |
| ૨૭ | ,, | बुद्धिनां | बुद्धनां |
| ૨૮ | નીચેથી ૩ | પ્રર્વતનનાં | પ્રવર્તનનાં |
| ૩૩ | ૧૭ | पुक्कसा | पुल्कसा |
| ,, | ૧૮ | च्चुष्यन्ति | च्छुध्यन्ति |
| ૪૦ | ૧૪ | જગદાંબિકે | જગદંબિકે |
| ૪૧ | ૨૧ | जगदाम्बिके | जगदम्बिके |
| ૪૪ | ૯ | બંન્ને | બન્ને |
| ૫૩ | ૩ | પ્રિયદશી | પ્રિયદર્શી |
| ૭૬ | ૨ | નિયમે | નિયમો |
| ૧૧૨ | ૧૨ | સ્વાથ | સ્વાર્થ |
| ૧૨૦ | ૧૭ | આથિક | આર્થિક |
| ૧૨૧ | ૪ | સવ | સર્વ |
| ,, | નીચેથી ૩ | સામથ્ય | સામર્થ્ય |
| ૧૨૩ | નીચેથી ૭ | मैत्रौ | मैत्रो |

# અનુક્રમણિકા

## વ્યાખ્યાન ૧લું

# આધ્યાત્મિક અનુભવ: તેનું સ્વરૂપ

આજે સહુથી પહેલાં તો મારે ઑક્સફર્ડની મૅંચેસ્ટર કૉલેજના અધિકારીઓનો — ખાસ કરીને પ્રિન્સિપાલ જૅક્સનો — તેમણે મને હિંદુધર્મના મૂલભૂત સિદ્ધાંતો પર વ્યાખ્યાન આપવા મમતાપૂર્વક બોલાવ્યો તેને સારુ ઉપકાર માનવાનો છે. પ્રિન્સિપાલ જૅક્સે મારા કામનું જે હેતપૂર્વક વર્ણન કર્યું છે તે મારા કામની કિંમત કરતાં વધારે તેમના સૌજન્યનું જ સૂચક છે. હિંદુધર્મનાં ઉત્પત્તિ અને વિકાસનું અથવા તો તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં તેણે આપેલા ફાળાનું વર્ણન ચાર વ્યાખ્યાનોમાં આપવું શક્ય નથી. તેથી હું માત્ર હિંદુધર્મનાં મુખ્ય આદર્શો ને આકાંક્ષાઓનું વર્ણન કરીશ, અને આજના કેટલાક મહત્ત્વના પ્રશ્નોને વિષે તે કેવી રીતે વિચાર કરે છે ને તેના કેવા ઉકેલ સૂચવે છે તે જ બતાવીશ. આટલું પણ અતિસંક્ષેપમાં, કેવળ સૂત્રરૂપે જ કરી શકાય એમ છે.

એક મુશ્કેલી આરંભમાં આવીને ઊભી રહે છે, ને તે હિંદુધર્મની વ્યાખ્યા આપવાની. ઘણા માને છે કે હિંદુધર્મ એ ખાલી એક નામ છે, ને એ નામ જેને યથાર્થપણે લાગુ પાડી શકાય એવી કોઈ વસ્તુ હસ્તી ધરાવતી જ નથી. એ શું માન્યતાઓનું સંગ્રહસ્થાન છે? કર્મકાંડના વિધિઓનો શંભુમેળો છે? કે કેવળ એક નકશો — એક ભૌગોલિક નામમાત્ર છે? એવા પણ પ્રશ્નો પુછાયા છે. હિંદુધર્મ જેવી કોઈ વસ્તુ ખરેખર હસ્તી ધરાવતી હોય તોપણ તેનું સ્વરૂપ યુગે યુગે ને સમાજે

સમાજે બદલાતું રહ્યું છે. વેદકાળમાં એનો એક અર્થ હતો, બ્રાહ્મણકાળમાં બીજો હતો, અને બૌદ્ધકાળમાં વળી ત્રીજો જ હતો. શૈવને મન એનો એક અર્થ છે, વૈષ્ણવને મન બીજો છે, ને શાક્તને મન કંઈક જુદો જ છે. હિંદુધર્મનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોને એકતામાં ગ્રથિત કરનારી, સર્વ રૂપોમાં સમાન એવી, કોઈ ચીજ ખોળતાં આપણને જેટલી મુશ્કેલી પડે છે, તેટલી જ સહેલાઈથી હિંદુધર્મ તેની સાથે સંસર્ગમાં આવેલી પ્રજાઓનાં રૂઢિઓ ને વિચારોને હમેશાં પોતામાં સમાવતો ગયો છે. પણ હિંદુધર્મનાં વિવિધ સ્વરૂપોને એકસૂત્રે બાંધનારી, અને તેના ઇતિહાસના ભિન્ન ભિન્ન યુગોને એક સાંકળે જોડી તેમાંથી એક અખંડ સજીવ દેહનું સર્જન કરનારી, આત્માની એકતા હિંદુધર્મમાં જો ન હોય તો તેણે જે પુરુષાર્થ કરી દેખાડ્યો, જે સિદ્ધિઓ સાધી બતાવી તેનો ખુલાસો આપી શકાય એમ નથી. નિસર્ગની જડ શક્તિઓનો વિચાર કોરે મૂકીએ તો જગતમાં માનવી સંસ્કૃતિને લગતી એવી કોઈ વસ્તુ વિચરતી નથી જેનો ઉદ્ભવ ગ્રીસમાંથી ન થયો હોય — એ કથન આપણે આજ સુધી ઘણું સાંભળ્યું છે. પણ એ સાવ સાચું નથી. અડધું જગત હિંદુધર્મે પાડી આપેલા સ્વતંત્ર ચીલા પર ચાલે છે. ચીન અને જપાન, તિબ્બત અને સિયામ, બ્રહ્મદેશ અને સિંહલદ્વીપ ભારતવર્ષને પોતાનું આધ્યાત્મિક પિયર માને છે. હિંદુ સંસ્કૃતિ પણ કંઈ નવી-સવી કે અલ્પાયુષી નથી. તેની ઐતિહાસિક તવારીખો ચાર હજારથી પણ વધારે વરસની જૂની છે; અને તે કાળે પણ તેણે સંસ્કૃતિની જે કક્ષા પ્રાપ્ત કરી હતી તેનો સ્રોત, કેટલીક-વાર ધીમો ને લગભગ થંભી ગયા જેવો છતાં, આજ લગી અખંડ ને અવિચ્છિન્ન વહી રહ્યો છે. ચાર પાંચ હજાર વરસનાં આધ્યાત્મિક ચિંતન ને અનુભવનો પરિશ્રમ ને ઘસારો સહન કરીને પણ એ સંસ્કૃતિ જીવતી રહી શકી છે. ભિન્ન

ભિન્ન જાતિ અને સંસ્કૃતિઓવાળી પ્રજાઓ ઇતિહાસના આરંભકાળથી ભારતવર્ષમાં ઓઘની પેઠે ઊતરી આવી છે, છતાં હિંદુ સંસ્કૃતિએ પોતાનું વર્ચસ્વ, પોતાનું શ્રેષ્ઠત્વ ટકાવી રાખ્યું છે; અને રાજસત્તાના ટેકાવાળા ને ધર્માંતરના ઝનૂનવાળા ધર્મો પણ ભારતવાસીઓના બહુ મોટા ભાગની પાસે બળજબરીથી પોતાના મતનો સ્વીકાર કરાવી શક્યા નથી. હિંદુ સંસ્કૃતિમાં કંઇક એવી જીવનશક્તિ છે જે બીજા કેટલાક વધારે વેગવાન પ્રવાહોમાં દેખાતી નથી. જેમ કોઈ વૃક્ષમાં જીવનસ્રોત વહે છે કે નહિ એ જોવાને તેને છેદી જોવું પડતું નથી, તેમ જ હિંદુધર્મ જીવંત છે કે કેમ એ જોવાને તેને છેદીને જોવું પડે એમ નથી.

હિંદુ સંસ્કૃતિને 'હિંદુ' એ નામ એટલા સારુ અપાયું છે કે તેના મૂળ સંસ્થાપકો અથવા જૂનામાં જૂના અનુયાયીઓ સપ્તસિંધુના પ્રદેશમાં વસતા હતા. એ પ્રદેશ આજે વાયવ્ય સરહદ પ્રાંત અને પંજાબને નામે ઓળખાય છે.[૧] સિંધુ નદીના ભારતવર્ષ તરફના કાંઠા પર વસતી પ્રજાને ઈરાનીઓ અને તેમની પછી પશ્ચિમમાંથી ચડી આવનાર લોકોએ 'હિંદુ' એ નામ આપ્યું હતું. પંજાબમાંથી એ સંસ્કૃતિનો પ્રવાહ ગંગા-કાંઠાના પ્રદેશમાં ફેલાયો; ત્યાં તેને એ પ્રદેશમાં વસતી આદિવાસી જાતિઓના અનેક સંપ્રદાયોનો ભેટો થયો. દક્ષિણાપથ તરફના એના ધસારામાં આર્ય સંસ્કૃતિ દ્રાવિડ સંસ્કૃતિના સંસર્ગમાં આવી, ને અંતે તેના પર વિજય મેળવી પોતાનું પ્રભુત્વ તેના પર સ્થાપિત કર્યું; જોકે એ દ્રાવિડ સંસ્કૃતિની અસરથી તેનામાં કેટલુંક પરિવર્તન પણ થવા પામ્યું ખરું. આર્ય સંસ્કૃતિ આખા ભારતવર્ષમાં પથરાતી ગઈ તેમ તેમ તેનામાં અનેક પરિવર્તો થયા, છતાં સપ્તસિંધુને કાંઠે ઘડાયેલી પ્રાચીન વૈદિક સંસ્કૃતિ સાથેની એકસૂત્રતા તેણે જાળવી રાખી. 'હિંદુ'

---

૧. ऋग्वेद ८–२४,२७

શબ્દ મૂળ અમુક પ્રદેશ પરત્વે વપરાયેલો હતો, કોઈ ધર્મ પરત્વે નહીં. હિંદુ એટલે નિશ્ચિત સીમાવાળા એક ભૌગોલિક વિસ્તારમાં રહેનારા લોકો, એટલો જ અર્થ અભિપ્રેત હતો. જંગલી અને અર્ધસંસ્કૃત આદિવાસીઓ, સુસંસ્કૃત દ્રાવિડો, અને વૈદિક આર્યો એ બધા હિંદુ હતા, કેમકે સહુ એક જ માતાના પુત્રો હતા.* ભારતવર્ષમાં વસતાં સ્ત્રીપુરુષો ભિન્ન ભિન્ન લોહી અને વંશવાળાં, જુદા જુદા અનેક દેવોને પૂજનારાં, અને નાના પ્રકારના ધર્મવિધિ આચરનારાં હતાં, એ વિશિષ્ટ પરિસ્થિતિ હિન્દુ વિચારકોની ગણતરી બહાર ન હતી.+

જાણે આ પૂરતું ન હોય તેમ, આ દેશના ઇતિહાસના આરંભકાળથી પરદેશીઓનાં ટોળાં પર ટોળાં આ દેશમાં ઊતરી આવતાં રહ્યાં છે; એમાંનાં કેટલાંક હિન્દુસ્તાનને પોતાનું ઘર બનાવ્યું છે, ને એમ કરીને આ પ્રશ્નની જટિલતામાં ઉમેરો કર્યો છે. આવા પૃથક્ અને વિભિન્ન, ઘણા દાખલામાં તો આ દેશની પ્રજા જોડે ભળી ન શકે એવા, અને ઉત્તર દક્ષિણ લગભગ બે હજાર માઈલ અને પૂર્વ પશ્ચિમ લગભગ અઢારસો માઈલ લાંબા પહોળા વિશાળ ખંડમાં ઠેરઠેર વિખરાયેલા લોકગણમાંથી હિન્દુ સમાજની રચના કેવી રીતે થવા પામી? એ વાત તો નિર્વિવાદ છે કે થોડાં જ સૈકાંમાં સાંસ્કૃતિક એકતાની ભાવના દેશના મોટા ભાગમાં ફેલાઈ ગઈ, અને સંસ્કારની જુદી જુદી શ્રેણીએ ઊભેલા એવા અનેક જુદા જુદા જાતિસમૂહો એક દેશવ્યાપી સમાન વાતાવરણમાં તરબોળ થઈ ગયા. હિંદુઓના અનેક સંપ્રદાયો વચ્ચે જે ભેદો દેખાય

---

* तं वर्षं भारतं नाम भारती यत्र संततिः ।

\+ भारतेषु स्त्रियः पुंसो नानावर्णाः प्रकीर्तिताः ।
नानादेवार्चने युक्ता नानाकर्माणि कुर्वते ॥
— कूर्मपुराण

છે તે ઓછેવત્તે અંશે સપાટી પરના છે, અને હિંદુઓ એક સમગ્ર સમાજ તરીકે જોતાં એક વિશિષ્ટ સાંસ્કારિક વ્યક્તિ છે, અને એક ઇતિહાસ, એક સાહિત્ય ને એક સંસ્કૃતિ વડે એક પ્રજા બનેલા છે. મિ. વિનસેંટ સ્મિથ કહે છે: "ભારતવર્ષમાં ઊંડી તલસ્પર્શી મૂલગત એકતા છે એ વિષે લવલેશ શંકાને સ્થાન નથી. એ એકતા તે ભૌગોલિક પૃથક્ત્વ અથવા રાજકીય વર્ચસ્વ એમાંથી એકે વડે પેદા થતી એકતાના કરતાં ઘણી વધારે ગભીર છે. એ એકતા લોહી, રંગ, ભાષા, પોશાક, રીતભાત ને સંપ્રદાયની અસંખ્ય ભિન્નતાઓને ભેદીને પાર જાય છે." આ અનેક ભિન્ન ભિન્ન જાતિઓનો સમન્વય કરવા માટે અને તેઓ શાંતિ ને સુવ્યવસ્થાથી રહી શકે એવી સ્થિતિ પેદા કરવા માટે હિંદુધર્મને પોતાના જ કલ્પેલા ઉપાયો યોજવા પડ્યા હતા, કેમકે તેને માર્ગદર્શન કરે ને ટેકો આપે એવું જ્ઞાન અને શાણપણ ઇતિહાસમાંથી તેને મળે એમ ન હતું, અથવા હતું તો નહીંજેવું. જગતમાં આજે પ્રજાઓ, સંસ્કૃતિઓ અને ધર્મો વચ્ચે ગેરસમજો પાર વિનાની જામી છે. આપણા આત્મઘાતી કલહોમાંથી આપણને ઉગારે એવી કંઈક યુક્તિ શોધવાને આપણે બીતે બીતે ને અચકાતે અચકાતે અંધારામાં ફાંફાં મારી રહ્યા છીએ. એવી સ્થિતિમાં ધાર્મિક વિગ્રહોના પ્રશ્નનો હિન્દુ પ્રજાએ જે રીતે તોડ કાઢેલો તેમાંથી આપણને કંઈક પાઠ મળ્યા વિના ન રહે એવો સંભવ છે.

ધર્મ પ્રત્યેના હિંદુ સંસ્કૃતિના વલણમાં પણ એક પ્રકારની વિશિષ્ટતા છે. ઇતર ધર્મોની બાબતમાં નિશ્ચિત બૌદ્ધિક માન્યતાઓના સ્પષ્ટ ભેદ પરથી તે તે ધર્મનું પૃથક્ત્વ દેખાઈ આવે છે. પણ હિંદુધર્મે પોતાને માટે એવી કશી સીમા બાંધી નથી. તેણે બુદ્ધિને અંતરદૃષ્ટિ કરતાં, પરંપરાગત નિશ્ચિત બૌદ્ધિક માન્યતાઓને સ્વાનુભવ કરતાં, ને બાહ્ય આચરણને

આત્મદર્શન કરતાં ગૌણ માન્યાં છે. ધર્મ એટલે સૂક્ષ્મ તાત્ત્વિક સિદ્ધાંતોનો સ્વીકાર કે કર્મકાંડનું અનુશીલન નથી, પણ એક પ્રકારનું જીવન, એક પ્રકારનો આધ્યાત્મિક અનુભવ છે. સત્યનું દર્શન અથવા સત્યનો અનુભવ એનું નામ ધર્મ છે. આ અનુભવ એ ભાવનાનો ઉદ્રેક નથી કે મનની કલ્પના નથી, પણ મનુષ્યના સમગ્ર વ્યક્તિત્વનો, તેના સકલ આત્માનો પરમાત્મા સાથેનો અધ્યાત્મયોગ છે. ધર્મ એ આત્માની— અંતર્યામી આત્માની જ, બીજા કશાની નહીં — અમુક પ્રકારની વૃત્તિ છે; જોકે સામાન્ય રીતે એની સાથે બૌદ્ધિક મંતવ્યો, કલા અને સૌંદર્યના અનેક પ્રકારો, અને નૈતિક મૂલ્યાંકનો પણ સેળભેળ થઈ ગયેલાં હોય છે.

આધ્યાત્મિક અનુભવને બહારના બીજા કોઈ પ્રમાણની કે પુરાવાની જરૂર રહેતી નથી. તે સ્વતઃસિદ્ધ હોય છે. તે પોતે જ પોતાની પ્રતીતિ કરાવે છે. પણ સત્યદ્રષ્ટાને પોતાની ઊંડામાં ઊંડી શ્રદ્ધા અને પ્રતીતિ એવી વાણીમાં પ્રગટ કરવી પડે છે ખરી જે તે યુગના વિચારકો સમજી શકે ને સમજીને તૃપ્તિ પામે. બુદ્ધિશાળી વર્ગની આવી સંમતિ ન મળે તો સત્યદ્રષ્ટા શ્રદ્ધા ને વિશ્વાસ પર આધાર રાખીને ચાલે છે. આ અર્થમાં ધર્મનો આધાર શ્રદ્ધા પર છે એમ કહેવાય. જે જડ શ્રદ્ધા શાસ્ત્રપ્રામાણ્ય પર અવલંબે છે અને ધર્મનિષ્ઠ બનવાનો પરિશ્રમ વેઠ્યા વિના ધર્મનાં આશ્વાસન અનુભવવા ઇચ્છે છે તે શ્રદ્ધા, અને સ્વાનુભવના પાયા પર સ્થિર અને દૃઢમૂલ થયેલી શ્રદ્ધા, એ બેમાં જમીન આસમાનનો ફરક છે. ખ્રિસ્તી ધર્મવેત્તા વેસ્લી પૂછે છે: "શ્રદ્ધા એટલે શું?" અને જવાબ દે છે: "શ્રદ્ધા એટલે કોઈ એક અથવા અનેક મતમતાંતર નહીં; પછી ભલેને તે ગમે તેટલાં સાચાં કાં ન હોય. શ્રદ્ધા એ આત્માની આંખ છે; જેમ ભૌતિક ઇંદ્રિયો દ્વારા ભૌતિક વસ્તુઓનું આકલન થાય છે, તેમ જે શક્તિ વડે અતીન્દ્રિય — આધ્યાત્મિક

—વસ્તુઓનું આકલન થાય છે તે શક્તિનું નામ શ્રદ્ધા છે." ધર્મના પરાપૂર્વથી ચાલતા આવેલા સિદ્ધાંતોને વિશે રાખેલી આંધળી શ્રદ્ધા માણસને તારતી કે ઉગારતી નથી. શ્રદ્ધા એટલે શાસ્ત્રપ્રામાણ્યનો જડ, યાંત્રિક, વિચારરહિત સ્વીકાર, એવો જે અર્થ પ્રચલિત થવા પામ્યો છે તે યુરોપમાં ખ્રિસ્તી ઈશ્વરવાદે પાડેલા ચીલામાંથી રહી ગયેલો એક દુઃખદ વારસો છે. શ્રદ્ધા એટલે અંતરાત્માનો વિશ્વાસ અથવા આધ્યાત્મિક પ્રતીતિ એવો સાચો અર્થ લઈને ચાલીએ તો ધર્મનો અર્થ શ્રદ્ધા અથવા અંતરદૃષ્ટિ થાય છે. આપણે એને શ્રદ્ધા કહીએ છીએ તેનું કારણ એટલું જ છે કે અન્ય પ્રકારનાં દર્શનોની પેઠે આત્મદર્શનમાં પણ ભૂલ હોવાનો સંભવ રહે છે, અને તેને તાર્કિક વિચારની સરાણ પર ચડાવી કસી જોવું આવશ્યક હોય છે. પણ બધાં પ્રત્યક્ષ દર્શનની પેઠે અંતરદૃષ્ટિ પણ એવી હોય છે કે ત્યાંથી વિચારનો ઉદ્‌ભવ થાય છે ને અંતે વિચારને ત્યાં આવીને વિરમવું પડે છે. આધ્યાત્મિક અનુભવમાં ખરેખર સત્યનો જ સાક્ષાત્કાર થયો છે એમ કહી શકાય એટલા માટે, તથા આધ્યાત્મિક અનુભવની નિશ્ચિતતાને તાર્કિક નિશ્ચિતતા તરીકે સિદ્ધ કરી બતાવાય એટલા માટે, આપણે એ આધ્યાત્મિક અનુભવનું બુદ્ધિગમ્ય એવું વર્ણન આપવું પડે છે. હિંદુ ફિલસૂફી બુદ્ધિ વિષે અવિશ્વાસ ધરાવતી નથી. બુદ્ધિ અને અંતરદૃષ્ટિ એ માનવી મનની બે શક્તિઓ વચ્ચે સદાનો વિચ્છેદ હોઈ શકે જ નહિ. જે માન્યતાઓ આત્માના અધ્યાત્મપરાયણ જીવનને પોષે અને વિકસાવે તે ભૌતિક જગતના સ્વરૂપને અને નિયમોને અપ્રતિકૂળ હોવી જોઈએ, કેમકે એ જગતની સાથે આપણો સંવાદ સાધી આપવો એ જ એ માન્યતાઓનું ધ્યેય હોય છે.

હિંદુઓના મુખ્ય ધર્મગ્રંથ જે વેદ, તે પૂર્ણતાને પામેલા આત્માઓએ કરેલા સાક્ષાત્કારની નોંધરૂપ છે. એ બુદ્ધિ વડે

ઉપજાવી કાઢેલાં સૂત્રો નથી, પણ જીવનમાંથી ઉતારેલા આલેખો છે. જેમનામાં સત્યનું તીવ્ર ભાન જાગૃત હતું એવા આત્માઓના આધ્યાત્મિક અનુભવોની એ નોંધ છે. એ પ્રમાણભૂત મનાય છે તે એ કારણે કે ધર્મના ક્ષેત્રમાં નિષ્ણાત એવા પુરુષોના અનુભવો એમાં વર્ણવાયેલા છે. વેદની ઋચાઓમાં જો આત્મદર્શનની ઝલક ન હોત તો આપણને તે પ્રમાણરૂપ માનવાનું કંઈ કારણ ન હતું. વેદોમાં જે સત્યોનો આવિષ્કાર થયેલો છે તે સત્યો, અમુક શરતોનું પાલન કરવામાં આવે તો, ફરી અનુભવી શકાય એમ છે. આધ્યાત્મિક અનુભવમાં સાચો કયો ને ખોટો કયો એ ભેદની પરખ કેવળ તર્ક વડે જ નથી થતી, અનુભવ વાટે પણ થઈ શકે છે. જુદી જુદી ધાર્મિક કલ્પનાઓને વિષે અખતરા કરી જોવાથી, અને તેનું અનુસંધાન આપણા બાકીના જીવન જોડે સાધી જોવાથી, કુંદન કયું ને કથીર કયું એ આપણે નાણી શકીએ છીએ.

વેદોએ તે કાળના ધર્મપરાયણ પુરુષોએ જે ભિન્ન ભિન્ન રીતે સત્યનો સાક્ષાત્કાર કર્યો તે બધી રીતોનો સંગ્રહ કર્યો છે, અને ધાર્મિક જ્ઞાન અને વિકાસ વિષેના સામાન્ય સિદ્ધાંતો વર્ણવ્યા છે. એ અનુભવો પોતે વિવિધ પ્રકારના હોવાથી તેની તવારીખો પણ અનેકવિધ (વેદે વાપરેલો શબ્દ કહીએ તો 'વિશ્વતોમુખ') થઈ છે; એ 'વિશ્વતોમુખ'નો અર્થ જયતીર્થે તેની 'ન્યાયસુધા'માં 'અનેક અર્થવાળી' એવો કર્યો છે.

દરેક ધર્મમાં એ વસ્તુ આવશ્યક છે કે તેનો ભૂતકાળનો વારસો પવિત્ર ગણાવો જોઈએ. જે સમાજ પોતાની પૂર્વ-પરંપરા અને પ્રણાલિકાને પવિત્ર ને પૂજનીય માને છે તે સમાજ શક્તિ અને સ્થાયિત્વ રૂપે અપરંપાર લાભ મેળવે છે. વૈદિક પરંપરાને હિંદુ સમાજે પવિત્ર માની, અને એ રીતે તે પરંપરાએ સમાજના સંસ્કારનો વારસો પેઢીઉતાર ચાલુ રાખવામાં ને સંસ્કૃતિની ધારાને અવિચ્છિન્ન રાખવામાં મદદ કરી.

જેઓ અંતરદૃષ્ટિ કરવા અસમર્થ હોય છે તેમને પણ ધર્મગ્રંથો આધ્યાત્મિક જીવનની ઝાંખી કરાવે છે. જીવનના ઝંઝાવાતોમાં સપડાયેલા, તથા પોતાનાં સુખદુઃખ ને ઉપાધિઓની, પાપ અને ક્લેશની જંજાળમાં ફસાયેલા માણસોને પૂર્વપક્ષ ને ઉત્તરપક્ષવાળી ડાહી ડાહી દલીલો સાંભળવાની અથવા લાંબો વખત સતત નિદિધ્યાસ કરવાની ધીરજ હોતી નથી; પણ તેમને એવું કંઈક સૂત્ર, એવો કંઈક મંત્ર, એવો કંઈક જીવનનો નિયમ જોઈએ છે જેને તેઓ આલંબનરૂપ ગણી શકે. એની મારફતે તેમનો જીવનના નવા માર્ગમાં પ્રવેશ થાય છે. ધર્મની જીવતીજાગતી પ્રણાલિકા આપણી આંતરિક શક્તિઓ પર પ્રભાવ પાડે છે, આપણા સ્વભાવને સહૃદય બનાવે છે, અને આપણને જ્યાં હોઈએ તેના કરતાં ઊંચી કક્ષાએ લઈ જાય છે. એ પ્રણાલિકા વડે દરેક પેઢી એક વિશિષ્ટ ઢાળમાં ઢળાય છે, અને એ ઢાળને લીધે સંસ્કૃતિના પ્રત્યેક પ્રકારને વ્યક્તિત્વ ને વૈશિષ્ટ્ય પ્રાપ્ત થાય છે. જેઓ આપબળે સત્યનું દર્શન કરવા માગતા હોય તેમને પણ આરંભની દશામાં માર્ગદર્શકની જરૂર રહે છે.

વેદ પ્રત્યેનું હિન્દુઓનું વલણ સટીક શ્રદ્ધાનું છે: શ્રદ્ધા એટલા માટે કે જે માન્યતાઓ ને ઉપાસનાવિધિઓ આપણા પૂર્વજોને કામ લાગ્યાં તે આપણને પણ ઉપયોગી નીવડવાનો સંભવ છે; ટીકા એટલા માટે કે પાછલા યુગોનો પુરાવો ગમે તેટલો કીમતી હોય તોપણ એ પુરાવો તપાસવાના ને સાચા ખોટાનો ભેદ પાડવાના આજના યુગનો હક તે છીનવી શકતો નથી. પ્રાચીન પુરુષોના આત્મામાં ઈશ્વરી વાણીના જે પડઘા પડ્યા તે અતિ મૂલ્યવાન અવશ્ય છે; પણ એને વિષે ઊંડો આદર ધરાવવાની સાથેસાથે, આપણે એ સત્યનો પણ સ્વીકાર કરવો જોઈએ કે ઈશ્વરે તેનાં જ્ઞાન અને પ્રેમનો આવિષ્કાર કરવાનું કદી સમાપ્ત કર્યું નથી. વળી આધ્યાત્મિક અનુભવને

આપણે જે અર્થ કરીએ તેનો વિજ્ઞાનની શોધખોળોની સાથે પણ મેળ ખાતો હોવો જોઈએ. જેમ જ્ઞાનનો વિસ્તાર વધે છે તેમ ઈશ્વર વિષેની આપણી કલ્પના વધારે ને વધારે વિકસતી જાય છે. શ્રુતિના — ધર્મની પ્રણાલિકાના — જે અંશો તર્કની કસોટીમાં ટકી શકે એવા હોય તેને જ આપણી ઇન્દ્રિયોના પ્રત્યક્ષ પ્રમાણ કરતાં શ્રેષ્ઠ ગણી શકાય; શ્રુતિમાત્રને — આખી પ્રણાલિકાને — નહીં.[૧]

ધર્મ વિષેની હિંદુ ફિલસૂફીનો આરંભ પ્રયોગથી થાય છે ને અંતે તેની સમાપ્તિ પણ પ્રયોગમાં થાય છે. માત્ર આ પ્રયોગનું ક્ષેત્ર હિંદુધર્મે માનવી સ્વભાવના જેટલું વિશાળ માનેલું છે. બીજા ધર્મો કોઈ અમુક મર્યાદિત હકીકતને સાચી માનીને ત્યાંથી આગળને માટે પ્રસ્થાન કરે છે. દાખલા તરીકે, ખ્રિસ્તી તત્ત્વજ્ઞાન એક વસ્તુ પહેલેથી જ સાચી સિદ્ધ થયેલી માને છે: તે એ કે મનુષ્યના અંતરાત્મા ઉપરની ઈસુ ખ્રિસ્તની નિરબાધ સત્તા નિર્વિવાદ ને સ્વતઃસિદ્ધ છે, અને આત્માને તારવાની ઈસુની શક્તિ ને ઇચ્છા વિષે અનાસ્થા કે અવિશ્વાસ સેવી શકાય જ નહીં. આમ જેઓ એક વિશિષ્ટ પ્રકારના આધ્યાત્મિક અનુભવને સાચો માને છે ને સ્વીકારે છે તેઓ જ ખ્રિસ્તી ઈશ્વરવાદનો સ્વીકાર કરી શકે છે; અને એવા લોકો બીજા આધ્યાત્મિક અનુભવોને ભ્રમજાળરૂપ ને બીજાં ધર્મશાસ્ત્રોને અપૂર્ણ માની તેને તુચ્છકારવાને લલચાય છે. હિંદુધર્મ આવી લાલચમાં ફસાયો નહિ તેનું કારણ એ હતું કે તેણે નક્કર હકીકતનો સાથ કદી છોડયો નહિ. હિંદુ તત્ત્વચિંતક પોતા સિવાયનાં ઇતર દૃષ્ટિબિંદુઓની હસ્તીનો સંભવ તરત જ સ્વીકારે છે, અને તે પણ એટલાં જ સમીક્ષાપાત્ર છે એમ

૧. तात्पर्यवती श्रुतिः प्रत्यक्षाद् बलवती, न श्रुतिमात्रम्। — भामती १. १. १.

માને છે. સર્વ દેશોમાં વસતી, સર્વ વર્ણની, ને સંસ્કૃતિની સર્વ કક્ષાએ ઊભેલી, આખી માનવજાતિ જો ઈશ્વરની સંતતિ હોય, તો આપણે એટલું કબૂલ કરવું જ જોઈએ કે ઈશ્વરની વ્યવસ્થાના અનંત વિસ્તારમાં સર્વ મનુષ્યોને એના જ્ઞાનની કેળવણી ને એના પ્રેમનો ટેકો મળે છે, જેથી તેઓ પોતપોતાની શક્તિ અનુસાર પરબ્રહ્મનું જ્ઞાન મેળવી શકે. હિંદુએ જ્યારે જોયું કે ભિન્ન ભિન્ન પ્રજાઓ ભિન્ન ભિન્ન માર્ગે ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાની મનીષા સેવે છે ને સાક્ષાત્કાર કરે છે, ત્યારે તેણે ઉદારતાપૂર્વક એ સર્વ માર્ગોને કબૂલ રાખ્યા, અને ઇતિહાસના કાલક્રમમાં એ સહુને સ્થાન છે એમ માન્યું. તેણે એ ભિન્ન ભિન્ન સમૂહોનાં વિશિષ્ટ ધર્મશાસ્ત્રોનો તે તે સમૂહની ઉન્નતિને અર્થે ઉપયોગ કર્યો, કેમકે તેમની અભિરુચિ ને બુદ્ધિના વિકાસને સારુ, તેમનાં વિચાર ને જીવનની સમૃદ્ધિને સારુ, તેમની ભાવનાઓને જાગૃત કરવા ને સતેજ રાખવા સારુ, અને તેમના પુરુષાર્થમાં પ્રેરણા ને બળ પૂરવા સારુ એ ધર્મશાસ્ત્રો સાધનરૂપ — લગભગ એકમાત્ર સાધનરૂપ — હતાં ને હજુ પણ રહ્યાં છે. હિંદુધર્મ એ કેવળ વેદોનો ધર્મ નથી, પણ સ્મૃતિ અને પુરાણોનો પણ ધર્મ છે.[1] સત્યનાં ભિન્ન ભિન્ન દર્શનોનો ને ભારતવર્ષમાં વસતી પ્રજાઓનાં ભિન્ન ભિન્ન ધર્મશાસ્ત્રોનો સ્વીકાર કરવાથી હિંદુધર્મ એ અતિશય વૈવિધ્યવાળા તાણાવાણા ને લગભગ અપાર વિભિન્નતાવાળા રંગોના એક પટોળા સમાન બની ગયો છે. વરસોની ગણતરી હજારથી જ કરનારાં ને વિચિત્ર વાર્તાઓથી ભરેલાં પુરાણો એ મુખ્યત્વે કાલ્પનિક સાહિત્ય છે, છતાં એની ધર્મશાસ્ત્રમાં ગણના થઈ તેનું કારણ એટલું જ હતું કે કેટલાક લોકો રસપૂર્વક એનું પઠનપાઠન કરતા હતા. તાંત્રિક ગ્રંથો, જેમાં ખાસ કરીને

૧. श्रुतिस्मृतिपुराणोक्तधर्म.

યોગસાધનાનો વિષય ચર્ચેલો છે ને જેની અસર અમુક જનસમૂહો પર છેક ઋગ્વેદના કાળથી પડેલી છે, તેને પણ ધર્મ-શાસ્ત્રમાં સ્થાન અપાયું છે, અને ઘણા હિંદુ અર્ચનવિધિઓમાં તાંત્રિક ઉપાસનાની છાપ સ્પષ્ટ દેખાય છે. મનુષ્યને પોતાના આત્માને ઉન્નત કરી ઈશ્વર પ્રત્યે વાળવામાં મદદ કરતી હોય એવી એકેએક ધર્મપ્રણાલિકાને હિંદુધર્મે અનુસરવા યોગ્ય ગણી છે. "વેદ, સાંખ્ય, યોગ, પાશુપત અને વૈષ્ણવ સંપ્રદાય, એ દરેકને કોઈ ને કોઈ જગાએ ઉત્તેજન અપાયેલું છે. રુચિની ભિન્નતાને લીધે કેટલાક એકને સારું માને છે, કેટલાક બીજાને; તોપણ, હે પરમાત્મન્, તે બધા તને જ પહોંચે છે, જેમ નદીઓ ગમે તેવી વાંકીચૂકી ચાલીને પણ અંતે જઈને સમુદ્રને જ મળે છે."[1] એટલે હિંદુધર્મ એ નિશ્ચિત ધર્મમતનાં બંધન કે મર્યાદાવાળો એક સંપ્રદાય નથી, પણ વિશાળ, જટિલ, અને સૂક્ષ્મપણે એકતાથી બદ્ધ એવો, વિચાર અને સાક્ષાત્કારનો મહારાશિ છે. માનવી આત્માના ઈશ્વરપ્રાપ્તિ વિષેના પુરુષાર્થની હિંદુધર્મની પરંપરા યુગે યુગે વધારે ને વધારે વિશાળ અને વિસ્તીર્ણ બનતી ગઈ છે.

શ્રવણ, મનન અને નિદિધ્યાસન દ્વારા આધ્યાત્મિક પ્રગતિ કરવાનો જે ક્રમ છે તેણે પરિવર્તનને માટે સગવડ કરી આપી છે, અને એ રીતે હિંદુધર્મનાં રક્ષા ને સંગોપનમાં ઘણી મદદ કરી છે. ધર્મ અને તત્ત્વજ્ઞાન, આચાર અને વિચાર, વ્યવહાર અને સિદ્ધાંત એ, યુરોપના તત્ત્વજ્ઞ ક્રોસના શબ્દોમાં કહીએ

---

૧. त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति
प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च ।
रुचीनां वैचित्र्याद् ऋजुकुटिलनानापथजुषां
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥
— महिम्नस्तोत्र

તો, આત્માના શાશ્વત સંગીતનો તાલ છે. આપણે આચારમાંથી પ્રગતિ કરી વિચારમાં જઈએ છીએ, ને પાછા વિચારમાંથી આચાર પર આવીએ છીએ, ને એમ કરતાં કરતાં આપણું જીવન વધારે ને વધારે સમૃદ્ધ થતું જાય છે, એટલે કે આપણે ચડતા ચડતા સત્યનાં આકલન ને સાક્ષાત્કારની વધારે ને વધારે ઊંચી ભૂમિકાએ પહોંચતા જઈએ છીએ. ધર્મની પ્રણાલિકા એવી વસ્તુ છે જે, તેના અનુયાયીઓની અબાધિત પ્રવૃત્તિ દ્વારા, નિત્ય નવેસર સરજાતી ને ઘડાતી જાય છે. જે સનાતન છે તે નિત્યનૂતન પણ છે. જે શાશ્વત કાળને માટે રચાયું છે તેની રચના નિત્ય નવેસર થયાં જ કરે છે. કોઈ ધર્મપ્રણાલીનો વિકાસ ન થતો હોય તો તેનો અર્થ એ જ થયો કે તેના અનુયાયીઓ આધ્યાત્મિક દૃષ્ટિએ મરી ગયેલા છે. હિંદુધર્મના આખા ઇતિહાસ દરમ્યાન વિચાર અને આચારના પ્રણેતાઓ નવાં નવાં રૂપોના અખતરા કરતા જ રહ્યા છે, અને નવા સંજોગો ને નવી પરિસ્થિતિને અનુરૂપ થાય એવા નવા નવા આદર્શો ખીલવતા રહ્યા છે. વૈદિક આર્યો આદિવાસી અનાર્ય ટોળીઓના સંસર્ગમાં આવ્યા ત્યારે પ્રગતિની પહેલવહેલી સ્ફુરણા થવા પામેલી. આર્યો આગળ વધીને ગંગાકાંઠાના પ્રદેશમાં વસ્યા ત્યારે, એવી જ સ્ફુરણાને પરિણામે, જૂની પ્રણાલિકાનો વિરોધ કરનારી, જૈનધર્મ અને બૌદ્ધધર્મની હિલચાલોનો જન્મ થયો. સંસ્કૃતિની ઊંચી કક્ષાએ પહોંચેલી દ્રાવિડ પ્રજા જોડેના સંસર્ગને પરિણામે અનેકદેવપૂજક વેદધર્મનું પરિવર્તન એકેશ્વરપૂજક ધર્મમાં થયું. રામાનંદ, ચૈતન્ય, કબીર અને નાનકની સુધારાની હિલચાલોમાં ઇસ્લામની પ્રેરણા દેખાઈ આવે છે. બ્રાહ્મસમાજ અને આર્યસમાજ એ પશ્ચિમની સંસ્કૃતિના સંસર્ગને પરિણામે ઉદ્ભવેલા છે. અને છતાં હિંદુધર્મને મતમતાંતરના કેવળ પ્રવાહ કે સંઘર્ષરૂપ ગણીને તેને તુચ્છકારી શકાય એમ નથી, કેમકે તેણે અંતરદૃષ્ટિ ને

આત્મસાક્ષાત્કારનો સતત ને એકધારો ઉત્કર્ષ બતાવેલો છે; કારણ હિંદુધર્મના દરેક પ્રકારનો અને તેના વિકાસની પ્રત્યેક અવસ્થાનો વેદાંતની સર્વસામાન્ય પાર્શ્વભૂમિકાની સાથે અવિચ્છિન્ન સંબંધ રહેલો જ છે. હિંદુ ધર્મવિચારે અનેક ક્રાંતિઓ ખેડેલી છે ને મહાન વિજયો કર્યા છે, છતાં તેના મૂલભૂત વિચારો તો ચાર કે પાંચ હજાર વરસ થયાં એના એ જ ચાલુ રહ્યા છે.

હિંદુધર્મની બીજરૂપ કલ્પનાઓ વેદાંતના મૂલાધારરૂપ ગ્રંથોમાં સમાયેલી છે. વેદાંતની પ્રસ્થાનત્રયી — ઉપનિષદ, બ્રહ્મસૂત્ર અને ભગવદ્ગીતા — શ્રદ્ધા, જ્ઞાન અને યોગની ત્રણ અવસ્થાઓને કંઈક મળતી આવે છે. ઉપનિષદોમાં ઋષિ-મુનિઓના અનુભવોનો સમાવેશ છે. એમાં તર્ક અને યોગ પણ છે ખરા, પણ એ ઉપનિષદોનાં મુખ્ય લક્ષણ નથી. ઉપનિષદોના જે મુખ્ય નિર્ણયો છે તેને તર્કની ભાષામાં સમજાવવાનો પ્રયત્ન બ્રહ્મસૂત્રે કરેલો છે. ભગવદ્ગીતા એ મુખ્યત્વે યોગશાસ્ત્ર છે, અને સાચું ધાર્મિક જીવન કેમ પ્રાપ્ત કરી શકાય તેના મુખ્ય સાધનનો ઉપદેશ કરે છે. આ ત્રણ ગ્રંથો મળીને હિંદુધર્મનો મૂળ આધાર ગણાય છે. કહેવાય છે કે જેમ અરણ્યમાં સિંહની ગર્જના ન થાય ત્યાંલગી જ શિયાળવાં ગરજે છે, તેમ જ્યાંલગી મહાશક્તિશાળી વેદાંતની ગર્જના નથી થઈ ત્યાંલગી જ બીજાં શાસ્ત્રો ગરજે છે.[1] હિંદુધર્મના સર્વ સંપ્રદાયો વેદાંતનાં વચનોનો પોતપોતાની ફિલસૂફી અનુસાર અર્થ કરવાનો પ્રયાસ કરે છે. વેદાંત એ અનેક સંપ્રદાયોના જેવો એક પૃથક્ સંપ્રદાય નથી; પણ વિશ્વવ્યાપી અને ઊંડામાં ઊંડા રહસ્યવાળા રૂપમાં સાક્ષાત્ ધર્મ

---

१. तावद् गर्जन्ति शास्त्राणि जंबुका विपिने यथा ।
न गर्जन्ति महाशक्तिर्यावद् वेदान्तकेसरी ॥

જ છે. આમ હિંદુધર્મના જુદા જુદા સંપ્રદાયો એક સામાન્ય મૂળ સાથે સુસંગત છે એમ સિદ્ધ કરી બતાવવામાં આવે છે, અને કેટલીકવાર એક સાચા ધર્મસિદ્ધાંતનાં વિકૃત રૂપ તરીકે મનાય છે. મહાભારત કહે છે કે વેદ એક છે, વેદનો અર્થ પણ એક જ છે, પણ એ વસ્તુ ન સમજાવાને લીધે બહુ વેદો થયેલા છે. ભિન્ન ભિન્ન સર્વ સંપ્રદાયો આ એક પ્રામાણ્ય સ્વીકારે છે તેને લીધે તેમને શુદ્ધ રાખવામાં સુગમતા થાય છે. કોઈ પણ નવા સંપ્રદાયના જે ભાગ વૈદિક પ્રણાલીને સુસંગત ન હોય તે ગૌણ બની જાય છે, ને ધીમેધીમે તેને કાઢી નાખવામાં આવે છે. હિંદુધર્મના કોઈ પણ સંપ્રદાયને કે કોઈ પણ વિચારપ્રવાહને વિસંગત અથવા જરીપુરાણો ગણીને તેનો નાશ કરવામાં નથી આવ્યો એ ખરું, પણ તે દરેકના વિકાસમાં વેદાંતના મર્મની અસર રહેલી જ હતી; અને વેદાંત એ કંઈ સાંપ્રદાયિક નથી જ.

ધર્મ જો અનુભવરૂપ હોય તો પ્રશ્ન એ ઊઠે છે કે એ અનુભવ કઈ વસ્તુનો થાય છે? આ પ્રશ્નનો ઉત્તર આપવામાં કોઈ પણ બે ધાર્મિક સંપ્રદાય એકમત થતા દેખાતા નથી. ઋષિમુનિઓ ને દ્રષ્ટાઓએ આલેખેલાં ઈશ્વરનાં ચિત્રોના વૈવિધ્યનો પરિચય હિંદુ તત્ત્વચિંતકોને તેમની કારકિર્દીના આરંભમાં જ થયો હતો. આજે આપણે તુલનાત્મક ધર્મના આપણા અભ્યાસ પરથી જાણીએ છીએ કે ઋષિમુનિઓ ને સંતો સત્‌નું જે દર્શન કરે છે તેનાં તેઓ અનેકવિધ વર્ણનો આપે છે. કેટલાક ખ્રિસ્તી દ્રષ્ટાઓ કહે છે કે તેમને પરમતત્ત્વનું દર્શન કરતાં પિતા, પુત્ર ને પવિત્ર આત્મા એ ત્રિપુટીની ઝાંખી થાય છે. જૂના વિચારના મુસ્લિમ દ્રષ્ટાઓ આ ત્રિમૂર્તિની કલ્પનાનો ઇનકાર કરે છે. આવું વૈવિધ્ય જોઈને હિંદુ તત્ત્વચિંતકો એકદમ એવો નિર્ણય ન બાંધી બેઠા કે આધ્યાત્મિક અનુભવમાં — સાક્ષાત્કારમાં — આપણે આપણા મનની કલ્પનાઓને જ

ઈશ્વર અથવા સતરૂપે નિહાળીએ છીએ. ઉપનિષદ કહે છે: "આ દેવ વિશ્વકર્મા મહાત્મા, જે સદા મનુષ્યોનાં હૃદયમાં સ્થિત થયેલો છે, તેને હૃદયે, મને અને બુદ્ધિએ કલ્પેલો છે. તેને જેઓ જાણે છે તે અમર બને છે."* આધ્યાત્મિક અનુભવ અથવા સાક્ષાત્કાર એ સતના યથાર્થતમ સ્વરૂપનું શુદ્ધ નિર્લેપ દર્શન નથી; તેમાં દર્શન કરનાર માનસનાં કલ્પનાઓ ને વિચારોનું પ્રતિબિંબ પડ્યા વિના રહેતું નથી. માણસના મનના વ્યાપાર ટુકડે ટુકડે નથી ચાલતા. બુદ્ધિ, લાગણી ને સંકલ્પ એવા એના થોડાક, નિશ્ચિત સીમાવાળા વિભાગો પાડી શકાતા નથી. મનુષ્યની બુદ્ધિ એવી સંપૂર્ણપણે નિર્ભેળ ને નિર્મળ નથી હોતી કે તેને વિષે એમ કહી શકાય કે સર્વ મનુષ્યોની બુદ્ધિ એકરંગી યા એકરૂપ હોય છે. પશ્ચિમમાં 'પ્રૅગમૅટિસ્ટ' કરીને ફિલસૂફોનો એક વર્ગ નીકળ્યો છે તેણે બતાવ્યું છે કે ભિન્ન ભિન્ન ફિલસૂફીઓ એ મનુષ્યના પૃથક્ પૃથક્ સ્વભાવનાં પ્રતિબિંબરૂપ છે; અને આમ કહીને તેણે તત્ત્વજ્ઞાનની એક ભારે સેવા કરી છે. માણસોનાં જે ઊંડાંમાં ઊંડાં વિચારો ને લાગણીઓ હોય તેના ચોકઠાની અંદર જ ઈશ્વર તેમને દર્શન દે છે. ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા મથનાર દરેક મહાપુરુષ પોતાની અંગત, રાષ્ટ્રીય ને પરંપરાગત શક્તિઓ ને ભાવનાઓ અનુસાર જ ઈશ્વરની ગૂઢતાને ઉકેલે છે. મનુષ્યે કરેલો ઈશ્વરનો સાક્ષાત્કાર મનુષ્યના માનસની મારફતે થયેલો હોય છે, એમ આપણે સમજીએ ત્યારે ઈશ્વરનાં માણસે આલેખેલાં શબ્દચિત્રોમાં વિવિધતા કેમ છે તે સહેજે કળી શકીએ છીએ.

કેટલીકવાર એમ કહેવામાં આવે છે કે ઈશ્વરનાં વર્ણનો પરસ્પર વિરોધી હોય છે. એ તો એટલું જ બતાવે છે કે આપણી

---

* एष देवो विश्वकर्मा महात्मा सदा जनानां हृदये संनिविष्टः।
हृदा मनीषा मनसाभिक्लृप्तो य एनं विदुरमृतास्ते भवन्ति ॥
— श्वेताश्वतर उपनिषद

કલ્પનાઓ સાચી નથી. ઈશ્વર વિષેની આપણી કલ્પનાઓ સાચી નથી એમ કહેવાનો અર્થ એવો નથી કે જે ઈશ્વરને વિષે આપણે કલ્પનાઓ કરેલી હોય છે તે ઈશ્વર અસ્તિત્વ ધરાવતો નથી. એક તરફ નીતિનિયમનો પ્રવર્તક, કરુણાબ્ધિ વગેરે સંસ્કારી કલ્પનાઓ, અને બીજી તરફ જાલિમ, આકાશસ્થ મનસ્વી રાજા વગેરે અણઘડ કલ્પનાઓ, એ બેની વચ્ચે વિરોધ તો દેખીતો છે, છતાં એ બધી કલ્પનાઓ એક જ 'સત્'ને વિષે કરેલી હોય છે. ઇન્દ્રિયો વડે કરેલાં દર્શન અને અનુભવમાં, તેમજ વિજ્ઞાનની શોધખોળમાં પણ, માણસના મનનું પ્રતિબિંબ તો પડે જ છે, છતાં તે અનુભવો ને શોધખોળ ખોટાં ને ત્યાજ્ય મનાતાં નથી; તો આધ્યાત્મિક અનુભવને વિષે જ એમ શા સારુ મનાવું જોઈએ?

હિંદુઓએ એક વિશ્વવ્યાપી પરબ્રહ્મના અસ્તિત્વને વિષે કદી શંકા ઉઠાવી નથી; પછી તેનાં મનુષ્યકૃત વર્ણનો ભલેને તેના યથાર્થ રૂપનું નિરૂપણ કરવા ગમે તેટલાં અસમર્થ નીવડયાં હોય. તત્ત્વજડ વેદિયા લોકો ગમે તેમ કહેતા હોય, પણ પ્રભુપરાયણ સંતો તો એમ કહેવાને આતુર છે કે વિશ્વમાં ઘણું તેમની નજર બહાર છુપાયેલું પડ્યું છે. ઈશ્વર પોતે સંતાતો રહે છે. પરબ્રહ્મના સ્વરૂપ વિષે આપણને મૌન સેવવા કહેનાર ધાર્મિક અજ્ઞેયવાદ એ સારી વસ્તુ છે. ઈશ્વરી સ્વરૂપની ગહનતાને વિષે વાણી કરતાં મૌન વધારે અર્થવાહી હોય છે. ગ્રીસ અને રોમમાં અજ્ઞાત દેવોનાં મંદિરો રચાતાં તે કેવળ ઈશ્વરના સ્વરૂપ વિષેના મનુષ્યના અજ્ઞાનનાં નિદર્શક હતાં. અદશ્ય, અગ્રાહ્ય એવા પરમતત્ત્વની ખોજમાં માણસને મળેલી નિષ્ફળતાનું તેને પોતાને જે ભાન થયેલું તેનાં એ મંદિરો બાહ્ય પ્રતીકરૂપ હતાં. આત્માના સ્વરૂપનું ચોક્સ વર્ણન પૂછવામાં આવતાં ઉપનિષદના એક ઋષિ મૂક બેસી રહ્યા, ને જ્યારે આગ્રહભેર પૂછવામાં આવ્યું ત્યારે જવાબ દીધો કે આત્મા

મૌનરૂપ છે, 'शान्तोऽयमात्मा.' ઈશ્વરી સ્વરૂપની ગૂઢતા વાણી ને રૂપકના ચોકઠામાં ઉતારી શકાતી જ નથી. સાધકો જ્યારે ઈશ્વર સાથેના તેમના અધ્યાત્મયોગનું વર્ણન કરવા મથે છે ત્યારે 'દૈવી અંધકાર', 'જેને વિષે કંઈ કહી શકાતું જ નથી', 'જ્યાં વાણી પહોંચી શકતી નથી', વગેરે વચનો જ વાપરે છે.

ઈશ્વરનું આકલન ઇન્દ્રિયો વડે થઈ શકતું નથી એ વસ્તુ કહેવા માટે હિંદુ તત્ત્વચિંતકો નકારાત્મક ભાષા વાપરીને કહે છે: "ત્યાં આંખ જતી નથી, વાણી જતી નથી, મન જતું નથી. એને વિષે શી રીતે શીખવવું એ અમે જાણતા નથી, અમે સમજી શકતા નથી." યાજ્ઞવલ્કયે તેને વિષે બોલતાં 'नेति नेति' (આ નહિ, આ નહિ) કહ્યું છે; તેના જેવાં જ વચનો પશ્ચિમના યોગીઓએ ને ભક્તોએ પણ વાપરેલાં છે.

પણ સંપૂર્ણ મૌન અથવા નકારાત્મક વર્ણનોથી સંતોષ માનવાનું માણસના મનને બહુ જ કઠણ લાગે છે. માણસ વાતોડિયું પ્રાણી છે. ધર્મનાં ગૂઢ રહસ્યોને પોતાના અનુભવની ભાષામાં વર્ણવવાનો તે આગ્રહ ધરાવે છે. પરાત્પર, સર્વથા અનંત અમર્યાદ એવું તત્ત્વ તેને સાવ અનિશ્ચિત જેવું લાગે છે. મનુષ્યનું મન કંઈક નિશ્ચિત ને મર્યાદિત તત્ત્વને માટે ઝંખે છે; અને તેથી પરબ્રહ્મને નીચે ઉતારી નિશ્ચિતતાની કક્ષામાં લાવવાને પોતાથી બનતો બધો પ્રયત્ન કરી છૂટે છે. આપણી કલ્પનાનો ઉપયોગ કર્યા વિના આપણે ઈશ્વરનો વિચાર કરી શકતા નથી. તત્ત્વદ્રષ્ટા યોગીને પોતાને થયેલા ઈશ્વરદર્શનનું વર્ણન કરવા માટે કલ્પનાની મદદ લેવી પડે છે. આપણે ઊંચામાં ઊંચી કોટિ તે પૂર્ણ પુરુષત્વની કલ્પી શકીએ છીએ. આપણે 'પુરુષો' છીએ એટલે ઈશ્વરને 'ઉત્તમ પુરુષ'—'પુરુષોત્તમ'—કલ્પીએ છીએ. પુરુષત્વની કલ્પનાનું પૃથક્કરણ કરી જોઈએ તો જણાશે કે એમાં જ્ઞાન, ભાવના ને

સંકલ્પ એ ત્રણનો સમાવેશ થાય છે. એટલે ઈશ્વરને આપણે પરમ જ્ઞાની, પરમ પ્રેમી, અને સત્યકામ, સત્યસંકલ્પ — બ્રહ્મા, વિષ્ણુ ને શિવ — રૂપે કલ્પીએ છીએ. લોકો માને છે એમ આ ત્રણ દેવો એ ત્રણ ભિન્ન વ્યક્તિઓ નથી, પણ એક જ જટિલ વ્યક્તિત્વનાં ત્રણ પાસાં છે. દેશમાં ઈશ્વરનાં જે અનેક ચિત્રો પ્રચલિત હતાં તે આ ત્રિમૂર્તિમાંથી કોઈ પણ એક દેવનું જ રૂપ હતાં, એવી ભાવના ફેલાવવામાં આવી હતી.

મનુષ્યનો આત્મા જટિલ છે, ને તેવું જ જટિલ તેની આસપાસનું વાતાવરણ છે. અનંત વાતાવરણની અનંત આત્મા ઉપર જે છાપ પડે છે તે કોઈ એકાદ સૂત્રમાં સમાવી શકાય નહિ. જ્યારે અનિત્ય ને દુઃખમય પાર્થિવ જગત આપણને ભીંસીને દમે છે ત્યારે આપણે અપાર્થિવ અનંતતાનું શરણ લઈએ છીએ. સાન્ત પાર્થિવ જગત આપણા પર અનેક પ્રકારની અસર કરે છે, અને આ નિરંતર બદલાતી અસરને પરિણામે જ ઈશ્વરનાં આપણે કરેલાં વર્ણનોમાં વિવિધતા આવે છે. "માણસો પોતે જેવા હોય તેવો જ ઈશ્વર તેમને દેખાય," એમ કેમ્બ્રિજના ફિલસૂફ જૉન સ્મિથે કહ્યું છે.* ઉપનિષદના ઋષિઓના મન ઉપર જગતની નિઃસારતાની, તેની અધ્રુવતાની, તેના ચલિત અને ક્ષણભંગુર રૂપની ઊંડી છાપ પડી હતી, અને તેમણે અનંત, ધ્રુવ, અવિચળ, અને માયાવી ધૂમસની પેઠે સરી ન પડે એવા સત્‌ની શોધ ચલાવી હતી. જગતનાં દુઃખો ને કષ્ટો જોઈને બુદ્ધના આત્માને ઊંડો આઘાત થયો, તેથી જગતની સાન્ત વસ્તુઓની અસારતાના તેમના ભાનની સાથે તીવ્ર કારુણ્યનો ઉમેરો થયો, અને એમાંથી છૂટવાનો ઉપાય એમને તૃષ્ણાત્યાગ અથવા નિર્વાણમાં મળ્યો. જગતમાં નીતિ અનીતિનો સંકર

* સરખાવો : यदन्नः पुरुषो भवति तदन्नातस्य देवताः ।

જોઈને હિબ્રૂ પેગંબર મૂસાને ભારે દર્દ થયેલું, એટલે તેને દુષ્ટોને વિદારનાર ને સાધુજનનું પરિત્રાણ કરનાર, સર્વસમર્થ અને ન્યાયી ઈશ્વરની કલ્પનામાં આશ્વાસન લાધ્યું. યહૂદી પેગંબરો અને મહમદ પેગંબરનાં મન પર અંતરાત્માનાં ફરમાનની ભવ્યતાની અને તેના સર્વોપરીપણાની બહુ ઊંડી છાપ પડી હતી. જેમાં રાજપદ એ સર્વ સત્તાનું ઉદ્ભવસ્થાન હોય એવી સ્થિતિમાં તેઓ રહેતા હોવાથી, તેમણે ઈશ્વરને હાકેમોનો હાકેમ — રાજાધિરાજ કલ્પ્યો. પ્રોટેસ્ટંટ ખ્રિસ્તીઓ ઈશ્વરને અવિચળ અનુલ્લંઘ્ય એવા નીતિતત્ત્વની પ્રતિમા માનવા પર બહુ ભાર નથી દેતા, પણ તેને પ્રેમસ્વરૂપ, કરુણાનિધાન તરીકે કલ્પે છે. તેઓ માને છે કે ઈશ્વર આપણો સ્વર્ગસ્થ પિતા છે, આપણે તેના વંઠેલા ને તેને તજીને નાસી ગયેલા પુત્રો છીએ, અને આપણે જે ક્ષણે પાછા તેની પાસે જવા ઇચ્છીએ તે ક્ષણે તે તો હર્ષભેર આપણને આવકાર આપવાને હમેશાં તત્પર બેઠો છે. પિતા ન્યાયી હોય છે પણ માતા કરુણામયી હોય છે, અને તેથી કૅથલિક ખ્રિસ્તીઓ અને શાક્તો ઈશ્વરને માતારૂપે પૂજે છે. એ માતાના હૃદયમાંથી કરુણાની પયોધારા, વાત્સલ્યને લીધે, તેના બાળક પર નિરંતર ઢળતી જ રહે છે; અથવા કહો કે ગાય પોતાના વાછરડાને ચાટીને તેનો મેલ દૂર કરે છે તેના જેવો એ જગન્માતાનો પ્રેમ છે. નિસર્ગનાં વિવિધ રૂપોને દેવરૂપે પૂજનારી પ્રાચીનતમ કલ્પનાથી માંડીને સંત ફ્રાન્સિસના પિતૃપ્રેમ અને રામકૃષ્ણ પરમહંસના માતૃપ્રેમ લગીની ઈશ્વર વિષેની એકેએક કલ્પના એ માનવી આત્માના પરમાત્મા સાથેના સંબંધના એક યા બીજા અંગની નિદર્શક છે. ઉપાસનાનો એકેએક પ્રકાર, આવાહનની એકેએક રીત માણસના મનની કોઈક ને કોઈક વૃત્તિમાંથી ઉદ્ભવેલાં ને તે વૃત્તિને સંતોષનારાં હોય છે. એમાંના એકેમાં સંપૂર્ણ સત્ય સમાયેલું નથી, જોકે અંશતઃ સત્ય

એ દરેકમાં હોય છે. આજ્ઞાકારી કાયદો, દંડધારી ન્યાયાધીશ, સ્વાર્પણપ્રેરક પ્રેમ, જન્મદાતા પિતા, સર્વ આશા ને આકાંક્ષાઓના નિધાનરૂપ માતા, એ સર્વના કરતાં ઈશ્વર વધારે છે.* 'સત્ એક છે તેને વિપ્રો બહુ રીતે વર્ણવે છે.'[१] 'મારાં ઘણાં નામો મહર્ષિઓએ ગાયાં છે.'[२] ઈશ્વરનાં વિવિધ વર્ણનોનો સ્વીકાર કરીએ એનો અર્થ એ નથી થતો કે આપણે એકેશ્વર-પૂજનમાંથી પાછા હઠીને અનેકેશ્વરવાદ માનીએ છીએ. યાજ્ઞવલ્ક્યને પૂછવામાં આવ્યું કે 'દેવ કેટલા?' તેમણે જવાબ આપતાં લોકોમાં પ્રચલિત સંખ્યા ૩,૩૦૬થી આરંભ કર્યો, ને અંતે કહ્યું કે એક બ્રહ્મ જ છે. 'આ જે અમર અને ધ્રુવ તત્ત્વ છે તે એક જ છે એમ માનવાનું છે.'[३]

આ વિવિધ વર્ણનો ઈશ્વરનું સ્વરૂપ વસ્તુતાએ કેવું છે તે આપણને નથી કહેતાં, પણ આપણને તે કેવું ભાસે છે તે કહે છે. ઈશ્વરને આપણે કોઈ પણ માનવી રૂપે કલ્પીને ભજીએ છીએ તે આપણા પોતાના મનની તૃપ્તિને અર્થે. આપણે માનીએ છીએ કે ઈશ્વરને ફૂલો ને તારા ગમે છે, તેને નાનાં પંખી ને બાળકો પ્રિય હોય છે, તે હૈયાંને ભાંગે છે તેમજ સાંધે છે. પણ ઈશ્વરની હસ્તી કેવળ આપણે માટે નથી, તેને પોતાને માટે છે. ઈશ્વર એ મનુષ્યની ધારણાઓ ફળીભૂત કરવાનું એક સાધન છે એમ માનવામાં આપણે આપણા પોતાના મહત્ત્વ

---

* સરખાવો : तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतरं यदयमात्मा । बृ० उ०

१. एकं सद् विप्रा बहुधा वदन्ति ।

— ઋગ્વેદ ૧. ૧૬૪, ૪૬.

२. बहूनि मम नामानि कीर्तितानि महर्षिभिः ।

— મહાભારત; શાંતિપર્વ.

३. एकधैवानुद्रष्टव्यमेतदप्रमयं ध्रुवम् ।

— બૃહદારણ્યક ઉપનિષદ ૪. ૪. ૨૦.

વિષે વધારેપડતો આંક બાંધીએ છીએ. વસ્તુતાએ ઈશ્વર આપણો સરજનહાર છે, છતાં આપણે જાણે તેના સર્જક ન હોઈએ, તેનો મહિમા જાણે આપણે લીધે ન બંધાયો હોય, એમ આપણે બોલીએ ને વર્તીએ છીએ. તુકારામ કહે છે: "જેને લીધે તને રૂપ અને નામ પ્રાપ્ત થયાં તે તારા દેવ અમે પતિતો જ છીએ. નહીં તો તું રહ્યો નર્યો નિરાકાર. એમ ને એમ તારો ભાવ કોણ પૂછત? દીવાને શોભા અપાવનાર અંધારું જ છે. માણેકને શોભા એનું જડતર અપાવે છે. ધન્વંતરિને રોગે અજવાળામાં આણ્યો, પણ શરીરસુખિયો એની શી કદર કરવાનો હતો? અમૃતને મૂલ્ય પ્રાપ્ત થયું તે ઝેરને લીધે. પીતળ ને સોનું પણ એ જ કારણે નીચાં ઊંચાં ગણાયાં. તુકો કહે છે, હે દેવ! તને જે દેવપણું પ્રાપ્ત થયું તે અમારે લીધે જ થયું છે."* ઈશ્વર મનુષ્યને કાજે હસ્તી ધરાવે છે, એમ કહેવું, અને પોતાને કાજે હસ્તી ધરાવે છે એમ કહેવું, એ બેનો અર્થ એક નથી જ.

---

* जेणें तुज झालें रूप आणि नांव ।
पतित हें दैव तुझें आह्मी ॥ १ ॥
नाहीं तरी तुज कोण हो पुसतें ।
निराकारीं तेथें एकाएकीं ॥ २ ॥
अंधारें ते दीपा आणियेली शोभा ।
माणिकासी प्रभा कोंदणाची ॥ ३ ॥
धन्वंतरी रोगें आणिला उजेडा ।
सुखीं काय चाडा जाणावें त्या ॥ ४ ॥
अमृतासि मोल विषाचियें गुणें ।
पितळ तरी सोनें उंच निंच ॥ ५ ॥
तुका म्हणे आह्मी असोनियां जाण ।
तुज देवपण आणियेलें ॥ ६ ॥

— तुकाराम

સૃષ્ટિનું આદિમ ઉદ્ભવસ્થાન કયું એની ધાર્મિક દૃષ્ટિએ શોધ કરવાના દરેક પ્રયત્નમાં અંતે માણસને પરબ્રહ્મ અથવા ઈશ્વરનું અસ્તિત્વ કબૂલ કરવું પડયું છે. બૌદ્ધિક તર્ક ને યૌગિક ધ્યાન હમેશાં પરબ્રહ્મની કલ્પના પસંદ કરે છે, જ્યારે નીતિમૂલક ભક્તિને ઈશ્વરની કલ્પના ગમે છે. હિંદુ તત્ત્વજ્ઞાનમાં ઉપનિષદના કાળથી આજ લગી એમ જ બનતું આવ્યું છે. ખ્રિસ્તી ધર્મમાં પણ આપણે એવી જ સંદિગ્ધતા જોઈએ છીએ. ખ્રિસ્તી યોગીઓના ઊંચામાં ઊંચા અનુભવો સગુણ ઈશ્વરરૂપને વટાવી તેની પાર જાય છે. હિંદુધર્મ કહે છે કે ધર્મના જે કેટલાક ઊંચામાં ઊંચા ને ગભીરમાં ગભીર પ્રકારો પ્રગટ થયેલા છે તેમાં ઈશ્વરને પુરુષોત્તમ રૂપે માનવાની ને ભજવાની જરૂર રહે છે. પરબ્રહ્મને પરમ પુરુષ — પુરુષોત્તમ — રૂપે માનવાની બુદ્ધિ ફરજ પાડે છે. આમ હિંદુ તત્ત્વજ્ઞાન પરબ્રહ્મના પૌરુષેય અંગને યથાયોગ્ય સ્થાન આપે છે ખરું, છતાં એ પરમ સત્‌નું અપૌરુષેય રૂપ પણ તે આપણને ભૂલવા દેતું નથી. જેઓ ઈશ્વરનું પુરુષોત્તમરૂપ સ્વીકારે છે તેઓ પણ કહે છે કે ઈશ્વરના સ્વરૂપમાં એવાં ઊંચાણો ને ઊંડાણો છે જ્યાં આપણી બુદ્ધિ પહોંચી શકતી નથી. વિશ્વનાં પ્રભવ, સ્થિતિ ને પ્રલયનાં સ્થાન તે જેને આપણે પરમાત્મા કહીએ છીએ તે જ છે, એથી ઊતરતું કંઈ નથી. માત્ર એ અન્ય ઇન્દ્રિયગોચર વિષયોની પેઠે એક વિષય નથી, અન્ય દ્રષ્ટા કે જ્ઞાતાઓના જેવો એક દ્રષ્ટા કે જ્ઞાતા નથી, પણ દર્શન અને જ્ઞાનના સર્વ વિષયો અને સર્વ દ્રષ્ટાઓ ને જ્ઞાતાઓનું આશ્રયસ્થાન, અને દ્રષ્ટાઓનો પણ દ્રષ્ટા ને જ્ઞાતાઓનો પણ જ્ઞાતા છે. પરબ્રહ્મનાં નિર્ગુણ તેમજ સગુણ, અપૌરુષેય તેમજ પૌરુષેય, નિરાકાર તેમજ સાકાર, એ ઉભય રૂપ એક જ સત્‌નું વર્ણન કરવાની નિરપેક્ષ અને સાપેક્ષ રીતો છે. આપણે જ્યારે સ્વતંત્ર રીતે સત્‌નું રૂપ નિહાળીએ ત્યારે પરબ્રહ્મને

જોઈએ છીએ; એ સત્‌ના આપણી સાથેના સંબંધ પર ભાર મૂકીએ ત્યારે ભગવાન — પરમાત્મા — ને જોઈએ છીએ.*

હિંદુ તત્ત્વજ્ઞાન માને છે કે ઈશ્વર વિષેના આપણા જ્ઞાનમાં ક્રમેક્રમે વિકાસ થતો જાય છે. ઈશ્વર વિષેની આપણી કલ્પનાઓ આપણે નિરંતર બદલ્યાં કરવી પડે છે, ને એમ કરતાં અંતે આપણે સર્વ ઔહિક કલ્પનાઓની પાર નિષ્કલ નિરંજન પરબ્રહ્મ, જેનું વર્ણન કરવા આપણી કલ્પનાઓ મથતી હતી, ત્યાંલગી પહોંચી જઈએ છીએ. હિંદુધર્મ એક વિશિષ્ટ કલ્પનાને આખી માનવજાતિ માટે સ્વીકાર્ય ગણીને ઈશ્વર વિષેની માનવી કલ્પનાઓના સાચા ને જૂઠા એવા વિભાગ પાડતો નથી. માનવજાતિ અનેક કક્ષાએ ઊભી રહીને અને અનેક ભિન્ન ભિન્ન દિશામાં ચાલીને ઈશ્વરની સાથે સાયુજ્ય, સારૂપ્ય કે સાંનિધ્ય સાધવા મથે છે — એ સ્પષ્ટ સત્યનો હિંદુધર્મ સ્વીકાર કરે છે, અને તેથી એ સાધનાની પ્રત્યેક કક્ષા પ્રત્યે તે સહાનુભૂતિ ધરાવે છે. એક જ પરમાત્મા એક કક્ષાએ શક્તિરૂપે પ્રગટ થાય છે, બીજી કક્ષાએ પુરુષરૂપે પ્રગટ થાય છે, ત્રીજી કક્ષાએ વિશ્વંભર બ્રહ્મરૂપે પ્રગટ થાય છે — જેમ વૃક્ષ પર લીલાં પાન પેદા કરનારી શક્તિ જ તેના પર રતૂમડાં ફૂલોનું સર્જન કરે છે. આપણે એમ નથી કહેતા કે રતૂમડાં ફૂલ સાવ સાચાં છે ને લીલાં પાન સાવ ખોટાં છે. હિંદુધર્મ સર્વ ધાર્મિક કલ્પનાઓને સાચી માને છે, અને અધ્યાત્મજ્ઞાનની દૃષ્ટિએ તેમનું જે ઓછુંવત્તું મૂલ્ય હોય તે પ્રમાણે તેમને ચડતા ઊતરતા ક્રમમાં ગોઠવે છે. જનસમૂહની અગણિત દેવગણની ઉપાસના અને શિષ્ટવર્ગની કટ્ટર એકેશ્વરપૂજા બંનેને હિંદુ

---

* वदन्ति तत्त्वविदास्तत्त्वं यज्ज्ञानमद्वयम् ।
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥

— ભાગવત

તત્ત્વજ્ઞાન એક જ શક્તિના જુદી જુદી કક્ષાએ થયેલા આવિષ્કાર ગણે છે. આપણે સતત ઉન્નતિને માટે પ્રયત્ન કરતા રહીએ ને ઈશ્વર વિષેનું આપણું જ્ઞાન સુધારતા રહીએ એમ હિંદુધર્મ આગ્રહપૂર્વક ઇચ્છે છે ખરો. "બ્રહ્મની ઉપાસના શ્રેષ્ઠ છે; સગુણની ઉપાસના બીજે નંબરે છે; અવતારોની ઉપાસના ત્રીજી આવે છે; પિતા, દેવ, ઋષિની ઉપાસના તે પછી છે; અને છેલ્લી ઉપાસના ક્ષુદ્ર દેવો ને પ્રેતાદિની છે."[1] વળી કહ્યું છે: "કેટલાક માણસોના દેવ પાણીમાં વસે છે, એથી વધારે જ્ઞાનીના દેવ સ્વર્ગમાં વસે છે, બાળક જેવા અજ્ઞ માણસોના દેવ લોઢા લાકડામાં વસે છે, પણ જ્ઞાનીઓનો દેવ આત્મામાં વસે છે."[2] વળી: "કર્મકાંડવાળાનો દેવ અગ્નિમાં છે, ભાવનાવાળાનો દેવ હૃદયમાં છે, અલ્પબુદ્ધિવાળા મૂર્તિઓમાં દેવ જુએ છે, જ્યારે જ્ઞાનીઓને સર્વત્ર શિવનું દર્શન થાય છે."[3] "જ્ઞાની યોગીઓ પરબ્રહ્મને આત્મામાં ભાળે છે, પ્રતિમામાં ભાળતા નથી." शिवमात्मनि पश्यन्ति प्रतिमासु न योगिनः ।

પણ દુર્ભાગ્યે સ્થિતિ એવી છે કે બહુ મોટા ભાગના હિંદુઓ આ ઉપાસનાક્રમની સીડીએ ચડતા રહેવાની ચીવટ રાખતા નથી, પણ ઈશ્વર વિષેની સાવ અસંતોષજનક એવી કલ્પનાઓ સ્વીકારી, તૃપ્તિ માની બેસી જાય છે. શિષ્ટ

---

૧. उपासना ब्रह्मणः प्राग् द्वितीया सगुणस्य च ।
तृतीया स्मर्यते लीलाविग्रहोपासना बुधैः ॥
उपान्त्या पितृदेवर्षिगणानामस्त्युपासना ।
अन्तिमा क्षुद्रदेवानां प्रेतादीनां विधीयते ॥

૨. अप्सु देवा मनुष्याणां दिवि देवा मनीषिणाम्
बालानां काष्ठलोष्ठेषु बुद्धस्यात्मनि देवता ॥

૩. अग्नौ क्रियावतो देवो हृदि देवो मनीषिणाम्
प्रतिमास्वल्पबुद्धिनां ज्ञानिनां सर्वतः शिवः ॥

વર્ગ લૌકિક કલ્પનાઓને અચિંત્ય, અપ્રમેય, અનિર્વચનીય એવા પરમાત્માની અધૂરી નિશાનીઓ ને છાયાઓ ગણીને સાંખી લે છે ખરો; પણ વિશાળ જનસમૂહ તો તે કલ્પનાઓને યથાર્થ, સંપૂર્ણ અને સપ્રમાણ માને છે. વિચારશીલ હિંદુઓ અનેક દેવોના ગોટાળામાંથી છૂટકો મેળવીને પરબ્રહ્મની શાંતિમાં વિલીન થવા માગે છે એ સાચું છે, પણ લોકસમૂહ તો હજુ આકાશ તરફ જ મોં વકાસીને જોઈ રહેલો છે. સહિષ્ણુતાને નામે આપણે વહેમો વિધિઓ ને રૂઢિઓને જતનપૂર્વક સાચવી ને સંઘરી રાખ્યાં છે. જેઓ ધર્માધર્મના ભેદ સ્પષ્ટપણે જોઈ શકે છે તેઓ પણ પોતાનાં ધાર્મિક મંતવ્યોથી વિસંગત એવી રૂઢિઓનું આચરણ કરે છે; અને એમ કરતાં મનને એમ કહીને મનાવે છે કે આપણે જ્ઞાનમાં આગળ વધ્યા તેથી પાછળ પડેલાઓને વિષે આપણે તુચ્છકાર કે તિરસ્કાર ન રાખવો જોઈએ. જનસમૂહની માનસિક ભૂમિકા ઉન્નત કરવાનો અને આખા હિંદુ સમાજને આત્મજ્ઞાનની આજના કરતાં ઊંચી કક્ષાએ પહોંચાડવાનો કંઈ પણ નિશ્ચયવાળો ને પદ્ધતિસર પ્રયત્ન ચાલુ જમાનામાં થયો નથી. હિંદુ નેતાઓનું એ કર્તવ્ય છે કે તેઓ ઈશ્વર વિષેની ઊંચામાં ઊંચી કલ્પના જનસમાજ આગળ રજૂ કરે અને ઉપાસકોનાં મનમાં તે ઠસાવવાનો સતત પ્રયાસ કરે, જેથી તેમની અત્યારની કલ્પનાઓ સુધરે ને બદલાય. જે મંદિરો ને તીર્થક્ષેત્રો આખા દેશમાં ઠેરઠેર પથરાયેલાં છે તેનો ઉપયોગ કેવળ ઉપાસનાનાં ધામ ને દેવાર્ચનનાં સ્થળ તરીકે જ થવો ઘટતો નથી, પણ વિદ્યાનાં ધામ ને વિચાર-પ્રવર્તનનાં સ્થળો તરીકે થવો ઘટે છે, અને ત્યાંથી હિંદુ સમાજમાં સાચા આત્મજ્ઞાનનો પ્રચાર કરવાનું કામ ચાલવું ઘટે છે.

### વ્યાખ્યાન ૨ જું

# ધર્મોનો સંઘર્ષ : હિંદુ વલણ

ઈશ્વરસાક્ષાત્કાર વિષેના વાઙ્મયના અભ્યાસીઓ જોઈને આશ્ચર્ય પામે છે કે ઈશ્વરનો સાક્ષાત્કાર કરનારા માણસો સર્વ યુગોમાં ને સર્વ દેશોમાં મળી આવે છે, જોકે એ સાક્ષાત્કારનાં તેમણે કરેલાં વર્ણનોમાં જે ફરક દેખાય છે તે કંઈ નાનોસૂનો નથી હોતો. ઈશ્વરનું દર્શન કરનારા ઋષિઓ, યોગીઓ, ભક્તો — ભલે તે હિંદુ, ખ્રિસ્તી કે મુસ્લિમ હોય — એક જ બિરાદરીના માણસો છે, ને તેમનામાં એક કુટુંબના માણસો જેવું સામ્ય હોય છે તે પણ સ્પષ્ટ દેખાઈ આવે છે. કુમારી એવલીન અંડરહીલ લખે છે: "ઈશ્વરના સ્વરૂપ વિષેના પૂર્વ અને પશ્ચિમના તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોમાં આપેલાં વર્ણનોમાં ફરક ઘણો હોય છે — આત્મા સામે જે જીવનાદર્શ રજૂ કરવામાં આવે છે તે પણ એનો જુદો હોય છે — પણ સંતોના અનુભવમાં આ વિરોધ શમી જાય છે. ઈશ્વરની ભક્તિની ભૂમિકા આવે ત્યાં ભેદ અશક્ય બની જાય છે, કેમકે આત્મા અનેકતાના ક્ષેત્રમાંથી પાર જઈને એકમેવ એવા પરમાત્મામાં લીન થઈ જાય છે." 'परेऽव्यये सर्व एकीभवन्ति.' સત્યદર્શનનો વિચાર કરીને જોઈએ તો પ્લોટીનસ અને શંકરના કરતાં સેંટ જૉન અને સેંટ પોલ કંઈ બહુ આગળ વધેલા નથી દેખાતા. કુમારી અંડરહીલ લખે છે: "બ્રાહ્મણ, સૂફી અથવા ખ્રિસ્તી કોઈ પણ યોગી કે ભક્ત લો, તેમની સમાધિની અવસ્થામાં કશો ઝાઝો ફરક હોય છે એમ પ્રામાણિકપણે કહી ન શકાય." ઈશ્વર-

સાક્ષાત્કારની વિરોધી ટીકા કરનાર જર્મન ફિલસૂફ હરમૅન, ભલે પોતાના દૃષ્ટિબિંદુથી, પણ આ મતનું સમર્થન કરે છે. ખ્રિસ્તી યોગીભક્તોને વિષે તે કહે છે: "એમની ભક્તિની ભાવના જ્યારે ઊંચામાં ઊંચા પ્રદેશમાં ઊડે છે ને તેઓ નિર્વિકલ્પ સમાધિમાં લીન થઈ જાય છે ત્યારે તેઓ ઈસુ ખ્રિસ્તથી છૂટા પડી જાય છે, ને પછી તેઓ જે પ્રદેશમાં વિહાર કરે છે તે જ પ્રદેશમાં સર્વ યુગોના ઇતર ધર્મના ભક્તો ને યોગીઓ પણ વિચરેલા કે વિચરતા હોય છે." વળી: "ત્રિમૂર્તિના સ્વરૂપ વિષે ઑગસ્ટાઈને પંદર અધ્યાયનો એક ગ્રંથ લખ્યો હતો, પણ જ્યારે ઑસ્ટિયામાં પોતાને ઘેર માની સાથે તે બારીએ ઊભો હતો તે વખતે તેને ઈશ્વરની ગોદમાં જે પરમાનંદ પ્રાપ્ત થતો હતો તેનું વર્ણન કરવાનું તેને મન થયું. એ વર્ણન કરતાં એણે ત્રિમૂર્તિની નહીં પણ એક જ પરમાત્માની વાત કરી, અને એના સાંનિધ્યમાં આત્મા પોતાની મર્યાદિત અવસ્થા છોડીને કેવો ઉન્નત બને છે ને નામરૂપના પ્રદેશથી પાર વિહરે છે એનું જ વર્ણન કર્યું."

પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરનાર આવા દ્રષ્ટાએ મંદિર કે તંબૂ, ગિરજાઘર કે મસ્જિદ, શાની છાયામાં બેસીને સમાધિ સાધી એ મહત્ત્વની વસ્તુ નથી. જેમણે એ પરાત્પર એવા અક્ષરનું જ્યોતિર્મય દર્શન કર્યું છે તેઓ બાહ્ય રૂપોને વધારેપડતું મહત્ત્વ અપાતું જોઈ તેની સામે વાંધો ઉઠાવે છે. વાદરત પંડિતોનાં ખંડનમંડન ઉપાસકોમાં જેમ અચૂક ફૂટ પડાવે છે, તેમ બ્રહ્મજ્ઞાની ઋષિઓ, યોગીઓ ને ભક્તો જે ભાષા બોલે છે તેનાથી સર્વ ઉપાસકોની વચ્ચે વિરોધ શમી જઈ ઐક્ય સ્થપાય છે. સાચા દ્રષ્ટામાં આખા વિશ્વને વ્યાપનારી અમીનજર હોય છે; અને માનવ-જાતિના અનેક રૂપરંગની સમૃદ્ધિવાળા સ્વભાવમાં જે સંકલ્પો ને ભાવનાઓના તરંગો ઊઠે છે તેની કંઈક અસર આ

દ્રષ્ટાઓનાં મન પર થયા વિના રહેતી નથી. જેને ઈશ્વરની લગની લાગી છે તે જીવનના કોઈ પણ આવિષ્કારને સર્વથા ભૂલભરેલો ગણીને ફેંકી નહીં દે. ઈશ્વર અનંત છે, અમર્યાદ છે, અપ્રમેય છે, અને તે અગણિત રૂપે વિશ્વમાં પ્રગટ થાય છે, એવી તેના મનની દૃઢ પ્રતીતિ હોય છે.

એ ઈશ્વરસાક્ષાત્કારનાં બુદ્ધિગ્રાહ્ય વર્ણન કરવા માણસ બેસે છે ત્યારે તેને પોતાની લૂલીપાંગળી ભાષા વાપરવી પડે છે, ને જે અવર્ણનીય છે તેનું રૂપકો દ્વારા વર્ણન કરવું પડે છે. પ્લેટોએ કહ્યું છે કે ઈશ્વરનાં આપણે કરેલાં વર્ણનો એ સંભવિત વાર્તાઓ છે ખરાં, પણ એ વાર્તાઓ તો કાલ્પનિક જ છે. એમાંની એકે વાર્તા સંપૂર્ણ ને અંતિમ નથી. આપણે મહાસાગરને કિનારે રમતાં નાનાં બાળકો જેવા છીએ ને આપણી છીપલીઓને સાગરના પાણીથી ભરવા મથીએ છીએ. આપણી છીપલીઓથી આપણે એ મહોદધિનું પાણી ઉલેચી તો નથી શકવાના, છતાં આપણે ટચૂકડી છીપલીઓમાં જે પાણી ભેગું કરવા મથીએ છીએ તેનું એકેએક ટીપું એ અર્ણવના પાણીનો જ અંશ છે એમાં શંકા નથી. આપણાં માનવી વાણીથી કરેલાં વર્ણનોમાં ફરક પડે છે તેનું કારણ એ જ છે કે એમાં એક જ પરમ સત્યનાં — એક જ પરબ્રહ્મનાં — ભિન્ન ભિન્ન અંગોનું વર્ણન કરેલું હોય છે. ઉપનિષદોના ઋષિઓથી માંડીને રવીન્દ્રનાથ ઠાકુર અને ગાંધી સુધીના સર્વ હિંદુ દ્રષ્ટાઓએ કબૂલ કર્યું છે કે સત્ય અનેક રંગનાં વસ્ત્ર પરિધાન કરે છે ને વિવિધ વાણીઓ વાટે બોલે છે. બીજા ધર્મોના ઋષિઓએ પણ એ વાતની સાક્ષી પૂરી છે. બીમે કહ્યું છે: “આપણા અરણ્યોમાં ઊડતા દ્વિજગણનું સંગીત જુઓ. તેઓ સહુ પોતપોતાની રીતે, વિવિધ સૂરે ને વિવિધ તાલે, ઈશ્વરનાં સ્તુતિગાન લલકારે છે. તમે શું એમ માનો છો કે ઈશ્વર એ વૈવિધ્યથી અકળાય છે ને વિસંવાદી સૂરોને દાબી દેવા ઇચ્છે

છે? એ અનંત અપ્રમેય પરમાત્માને તો ભૂતમાત્ર પ્રિય છે."

આ મહાન સત્ય લક્ષમાં રાખીને, હિંદુધર્મે એક અચળ ધર્મસિદ્ધાંત પર ઝનૂની શ્રદ્ધા રાખવાને બદલે વિશાળ ઉદારતાની વૃત્તિ ખીલવી હતી. આદિવાસી અનાર્યોનાં તેમજ આર્ય પ્રણાલીની બહાર ઉદ્ભવેલાં બીજાં દેવદેવીઓનો તેમણે સ્વીકાર કર્યો, અને તેમને સહુને આદરનું સ્થાન આપ્યું. એને લીધે ઈશ્વર વિષે આસ્થા રાખનારા સહુ લોકો એક સમગ્ર મંડળમાં એકત્રિત થયા. અનેક ભિન્ન ભિન્ન માન્યતાઓ ધરાવનાર ઘણા સંપ્રદાયો હિંદુધર્મના પરિવારમાં રહે છે. પ્રચલિત ધર્મસિદ્ધાંતથી વિરુદ્ધ વિચાર ધરાવનારા કે પ્રગટ કરનારાઓને પકડવાની ને પીડવાની જે રમત ઘણા ધર્મોને બહુ પ્રિય હતી ને છે, તેનો હિંદુધર્મમાં કદી છાંટો નથી જોવામાં આવ્યો એ અસાધારણ છે.

પશ્ચિમ એશિયામાં ઉગમ પામેલા સેમેટીક ધર્મોમાં એક વિચિત્ર માન્યતા ઊંડી જડ ઘાલીને બેઠી છે કે જીવ, જગત ને ઈશ્વર વિષે અમુક પ્રકારના વિચાર ધરાવવા એ મુક્તિને માટે આવશ્યક છે, એ વિચારનો અસ્વીકાર એ ઘોર પાપ છે, ને સદાકાળનો નરકવાસ એ જ તેની સજા હોઈ શકે. આ માન્યતાથી હિંદુધર્મ સર્વાંશે મુક્ત છે. હિંદુઓના સાહિત્યમાં ક્યાંક ક્યાંક સાંપ્રદાયિક ઝનૂનના ધખારા કરેલા જોવામાં આવે છે; તે એક પરિવારમાં એકઠા કરેલા જુદા જુદા સમૂહો વચ્ચેના ઘર્ષણના પ્રથમ પરિણામના નિદર્શક છે. પણ હિંદુધર્મનો પ્રધાન સૂર તો ઇતર ધર્મોને માટે આદર અને સદ્ભાવનો જ છે. કોઈ વિષ્ણુભક્તના મનમાં શિવભક્તને વિષે વૈમનસ્ય પેદા થયું ને તેણે વિષ્ણુની મૂર્તિને નમન કર્યું, તો મૂર્તિની મુખાકૃતિ દ્વિવિધ બની ગઈ; એક બાજુ શિવ દેખાયા ને બીજી બાજુ વિષ્ણુ, અને બંનેએ એક મુખે હસતાં પેલા ઝનૂની ઉપાસકને કહ્યું કે વિષ્ણુ અને શિવ એક જ છે. આ વાર્તા ખરેખરી સૂચક છે.

એક અર્થમાં હિંદુધર્મને જગતનો પ્રથમ પ્રચારક ધર્મ ગણી શકાય. માત્ર ધર્માંતર કરનારા ધર્મોમાં જે પ્રચારકવૃત્તિ હોય છે તેના કરતાં હિંદુધર્મની પ્રચારકવૃત્તિ ભિન્ન પ્રકારની છે. આખી માનવજાતિનું મતપરિવર્તન કરીને તેની પાસે કોઈ એક જ મતનો સ્વીકાર કરાવવાનું પોતાનું ઈશ્વરનિર્મિત કાર્ય છે એવું હિંદુધર્મે કદી માન્યું નથી. કેમકે મહત્ત્વની વસ્તુ તે માણસની માન્યતા નથી પણ તેનું આચરણ છે. જુદાં જુદાં દેવદેવીઓના ઉપાસકો અને જુદા જુદા ધર્મવિધિ આચરનારાઓને હિંદુધર્મમાં પ્રવેશ આપવામાં આવેલો. ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે સ્ત્રીઓ અને શૂદ્રોના દલિત વર્ગોને જ નહિ પણ કિરાત અને હૂણ જેવા વગળવંશીઓ (પાપયોનિઓ)ને પણ પરમ ગતિ પામવાને લાયક ગણ્યા છે.[1] તાંડ્ય બ્રાહ્મણમાં જે વ્રાત્યસ્તોમનું સવિસ્તર વર્ણન આવે છે તે બતાવે છે કે કેવળ વ્યક્તિઓનો જ નહિ પણ આખી કોમોની કોમોનો સમાસ હિંદુધર્મમાં કરી લેવામાં આવ્યો હતો.[2]

---

१ किरातहूणान्ध्रपुलिंदपुक्कसा आभीरकंका यवनाः खसादयः ।
येऽन्ये च पापा यदुपाश्रयाश्रयाच्छुध्यन्ति तस्मै प्रभविष्णवे नमः ॥

૨ જુઓ પંચવિંશ બ્રાહ્મણ, ૧૭:૧-૪; બૌધાયન, ૧૭:૨૪-૬; કાત્યાયન, ૨૨:૪; લાટ્યાયન, ૮:૬. ચૈતન્ય, રાધાસ્વામી, કબીરપંથી, શીખ, બ્રાહ્મસમાજ અને આર્યસમાજ વગેરે ઘણા આધુનિક સંપ્રદાયો પરધર્મીઓને પ્રવેશ આપે છે. જે માણસોને પરાણે વટલાવીને પરધર્મમાં લેવામાં આવ્યા હોય, અથવા જે સ્ત્રીઓ પર બળાત્કાર કરીને વરસો સુધી બંધનમાં રાખવામાં આવી હોય તેમની, એટલું જ નહિ પણ દુન્યવી લાભ માટે પરધર્મમાં ગયા હોય એવા લોકોની પણ, શુદ્ધિને માટે સાદો વિધિ દેવલ સ્મૃતિમાં આપેલો છે.

આર્યોએ ભારતવર્ષના આદિવાસીઓ પર વિજય મેળવ્યા પછી, એ જિતાયેલા છતાં ભયાનક એવા શત્રુઓ જોડે જ્યારે સમાધાન કર્યું ત્યારે તેમણે એ લોકોના અણઘડ, અસંસ્કારી ઉપાસનાવિધિઓ પ્રત્યે તિરસ્કાર બતાવ્યો નહિ. ઉત્તર ભારતના મૂળ વતનીઓએ નિસર્ગની શક્તિઓને કલ્પનાનાં અનેક ભભકભર્યાં વસ્ત્રો પહેરાવી, નિસર્ગનાં સદા બદલાતાં દૃશ્યોમાંથી દેવદેવીઓનો ને ભૂતપિશાચોનો એક મોટો સંઘ નિર્માણ કર્યો હતો. વૈદિક આર્યોએ એ સર્વનો સ્વીકાર કર્યો, અને તે પોતે જે સ્વર્ગીય દેવગણને ભય અને વિસ્મયપૂર્વક પૂજતા હતા તેમની હારોહાર આ નવાં દેવદેવીની સ્થાપના કરી. એ અણઘડ ઉપાસ્ય દૈવતોને તેમના અનાર્ય પૂજકો સર્વ રિદ્ધિસિદ્ધિ ને શક્તિનાં દેનારાં માનતા હતા એટલી હકીકત એ આર્યોને માટે પૂરતી હતી. તેમના તત્ત્વજ્ઞાનના જલદ તેજાબની અસરથી ઋગ્વેદના દેવો અને અથર્વવેદનાં ભૂતપ્રેતો ઓગળીને એકરસ થઈ ગયાં ને તેમાંથી એક પરબ્રહ્મનો ઉદ્‌ભવ થયો; એ પરબ્રહ્મમાં આપણી કલ્પના જે જે ગુણોનું આરોપણ કરે તે તે પ્રમાણે તે ભિન્ન ભિન્ન નામે ઓળખાય છે.

નવી પ્રજાઓ અને એમનાં દેવદેવીઓ જૂના આર્ય કુટુંબમાં કેમ પ્રવેશ પામતાં ગયાં તેનો ઇતિહાસ રામાયણ મહાભારતમાં આપેલો છે. બે સંપ્રદાયો વચ્ચે ચકમક ઝરે અને બે સંસ્કૃતિઓ વચ્ચે સંપર્ક સધાય એને પરિણામે કંઈ એકની ઉપર બીજાનું પૂરેપૂરું પ્રભુત્વ સ્થપાતું નથી. પ્રત્યેક સાચા સંપર્કમાં એકબીજાનાં વિશિષ્ટ તત્ત્વોની સામસામી આપલે થાય છે; જોકે જેઓ નવાં પરકીય તત્ત્વોનું ગ્રહણ કરે તેઓ તેનું કંઈક નવું રહસ્ય જોડી કાઢે છે. જૂનાં ઉપાસ્ય દૈવતો અને પૂજાવિધિઓ પ્રત્યે જે આદરભક્તિ હોય તે નવાંને વિષે પણ કેળવવામાં આવે છે, અને તેમને જૂનાંના ચોકઠામાં બેસાડી દેવામાં આવે છે. ઘણી આદિવાસી અને વિદેશી

જાતિઓ અમુક પશુપંખીને પૂજનારી હતી; અને જ્યારે એ જાતિઓએ હિંદુ સમાજમાં પ્રવેશ કર્યો ત્યારે તેમનાં પૂજ્યપાત્ર પશુપંખીઓને આર્ય દેવદેવીઓનાં વાહન અને સાથી બનાવી દેવામાં આવ્યાં. એક દેવ મયૂરવાહન છે, એક દેવી હંસવાહિની છે, બીજા એક દેવને વૃષભનું વાહન છે, ને ત્રીજા એકને બકરાનું. હનુમાનને રામના સેવક તરીકે સ્વીકાર્યો એ વસ્તુ પ્રાચીન નિસર્ગપૂજા અને પાછળની ઈશ્વરપૂજા એ બેના મિલનની સૂચક છે. કૃષ્ણે કાળિનાગને નાથ્યો ને તેની ફણા પર નૃત્ય કર્યું, એ નાગપૂજાના ઉચ્છેદનું નહિ તો તેને ગૌણ પદ અપાયાનું નિદર્શક છે. રામે શિવધનુષનો ભંગ કર્યો એ વૈદિક આદર્શ અને શિવોપાસના વચ્ચેનો સંઘર્ષ સૂચવે છે. શિવને થોડા જ વખતમાં દક્ષિણાપથનો દેવ ( દક્ષિણામૂર્તિ ) બનાવેલો જોવામાં આવે છે. વૈદિક અને વૈદિકેતર સંપ્રદાયોની વચ્ચે સુલેહશાંતિ સ્થપાયાનું સૂચન કરનારી બીજી પણ વાર્તાઓ રામાયણ મહાભારતમાં છે. વીરરૂપે પૂજાતા પૂર્વજો, સ્થાનિક સાધુસંતો, આકાશના ગ્રહો, અને દેશના આદિવાસી આરણ્યકોનાં દેવદેવીઓને હિંદુ દેવમંડળમાં પ્રવેશ આપવામાં આવ્યો; જોકે એમ કહેવું જોઈએ કે એ બધાંને એક પરમાત્માથી ગૌણ અને તેના ભિન્ન ભિન્ન અંશરૂપ ગણવામાં આવ્યાં. અનેક દેવોની પૂજાને વ્યવસ્થિત કરીને એકેશ્વરની પૂજા સ્થાપવામાં આવી. માત્ર એ એકેશ્વરવાદ એવો કડક નહોતો કે તેનું અનુશીલન કરનારાઓને ભિન્ન મતના અનુયાયીઓ પ્રત્યે પૂરેપૂરી અસહિષ્ણુતા ધરાવવાની ફરજ પડે.

આર્યોની શક્તિ હમેશાં ચડિયાતી હતી એમ માનવાનું નથી. એવા પણ પ્રસંગો છે જ્યારે આર્યોએ અનાર્યોની આગળ નમતું આપ્યું હતું, અને એ ઉચિત પણ હતું. કેટલાક અનાર્ય દેવોએ આર્ય દેવોની ઉપર પોતાનું પ્રભુત્વ કેવી રીતે બેસાડયું એનું વૃત્તાંત રામાયણ મહાભારતમાં આપેલું છે. વૈદિક

દેવોના રાજા ઇંદ્ર સાથેની કૃષ્ણની લડાઈ એ એક દાખલો છે. શૈવ સંપ્રદાયનો ઉગમ એ બીજો છે. યજ્ઞયાગ પર આસ્થા ધરાવનાર સંપ્રદાયના નેતા દક્ષે શિવની સામે લડાઈ આદરી ત્યાં તેના ઘરમાં જ બળવો જાગ્યો, અને તેની પુત્રી સતી—જે સ્ત્રીનાં પાવિત્ર્ય અને પતિભક્તિની પ્રતિમા ને આદર્શરૂપ થઈ ગઈ—તેના મનમાં શિવને વિષે અનન્ય પ્રેમ જાગ્યો.

પ્રાચીન કાળની વૈદિક સંસ્કૃતિ પર દ્રાવિડોની અસર પડવાને લીધે રામાયણ મહાભારતમાં તેનું રૂપાંતર હિંદુ સંસ્કૃતિમાં થયું છે. દ્યૌષ્પિતા અથવા બીજા કોઈ તેજસ્વી દેવ કે દેવીનું આવાહન કરી તેને યાજક ઉપર સ્વર્ગમાંથી અમીનજર નાંખવાની અને ઘી અથવા માંસ, અપૂપ અને સોમરસની આહુતિનો સ્વીકાર કરવાની પ્રાર્થના કરવી, એટલી જ છેક પ્રાચીન કાળમાં આર્યોની દેવાર્ચન વિષેની કલ્પના હતી. પણ થોડા જ સમયમાં હોમનું સ્થાન પૂજાએ લીધું. મૂર્તિપૂજા એ દ્રાવિડ ધર્મનું વિશિષ્ટ અંગ હતું, તે આર્યોએ અપનાવ્યું. માંસત્યાગના અને અહિંસાના આદર્શો પણ ખીલતા ગયા. વેદધર્મ ઉપર આગમધર્મે પ્રભુત્વ જમાવ્યું, અને આજે હિંદુ સંસ્કૃતિ પર જેટલી વેદોની તેટલી જ આગમોની પણ અસર દેખાઈ આવે છે. હિંદુ સમાજમાં આર્ય અને દ્રાવિડ એ બે પ્રણાલિકાના પ્રવાહ ભિન્ન ભિન્ન વહેતા નથી, પણ એનો સંગમ થઈ એક જ પ્રવાહ બનેલો છે; અથવા કહો કે બે પ્રણાલિકા તાણાવાણાની પેઠે વણાઈ જઈ તેમાંથી એક વિશિષ્ટ સંસ્કૃતિનો ભાતીગર પટ રચાયેલો છે; બે પ્રણાલિકાની વચ્ચે કશી ખેંચતાણ રહી નથી પણ બંને એકરસ બની ગયેલી છે. આમ એ બેની વચ્ચે પૂરો મેળ જામેલો છે, છતાં હિંદુ ધર્મ-વિકાસની તવારીખમાં વેદ અને આગમ એ બે પ્રણાલીઓ આખડી પડ્યાના પ્રસંગો ક્યાંક ક્યાંક જોવા મળે છે ખરા. વિશાળ ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો હિંદુધર્મ એ ભાગીરથી

ગંગાના પ્રવાહ જેવો ધીરેધીરે નાનામાંથી મોટો થતો જતો દેખાય છે. સેંકડો વરસનાં કાળાંતરોમાં થઈને તે જેમ જેમ આગળ વધતો જાય છે તેમ તેમ તેમાં સર્વ સારી ને સાચી વસ્તુઓના ઇતર પ્રવાહો આવીને મળે છે, તેમજ ભૂરી ને ભ્રમભરેલી અનેક વસ્તુઓનો કચરો પણ તેમાં ઘણો ઠલવાતો જાય છે. મેલને ફેંકી દેવાનો સતત પ્રયત્ન તો કરવામાં આવે છે, પણ તેમાં હમેશાં સફળતા મળતી નથી. એક નિશ્ચિત રૂપવાળા સજીવ દેહના અવયવોમાં જેવી એકતા હોય તેવી વિશાળ વ્યાપક એકતા હિંદુધર્મમાં છે. ઉપનિષદ આપણને કહે છે કે સત્ તો એક જ છે, તેને વર્ગ કે વર્ણના ભેદ સ્પર્શતા નથી, અને તે પોતાની વિવિધ શક્તિઓ વડે, આવશ્યકતા અનુસાર, દરેક વર્ગની તેમજ સમગ્ર સમાજની જરૂરિયાતો પૂરી પાડે છે.

બહારના સંપ્રદાયો એકવાર હિંદુધર્મમાં લેવાયા એટલે તેનામાં ઉચ્ચતર વિચારની અસરને પરિણામે પરિવર્તન થવું શરૂ થાય છે. ધાર્મિક સુધારાની હિંદુ પદ્ધતિ લોકશાસનના જેવી હોઈ તેમાં ઐચ્છિકપણાનું તત્ત્વ ખસૂસ રહેલું છે. તે દરેક સમૂહને પોતપોતાની પરંપરા વાટે, મનોનિગ્રહ અને સદાચારની સાધના વડે, સત્યની પ્રાપ્તિ કરવાની છૂટ આપે છે. દરેક સમૂહને પોતપોતાની ઐતિહાસિક પરંપરા હોય છે; તેના ચીલામાં તે ચાલે તો જ તેના આત્માનો વિકાસ થઈ શકે. જંગલી માણસ પણ તેના વહેમોને હઠ અને નિષ્ઠાપૂર્વક વળગી રહે છે. એને માટે તો એના મત એ જીવંત શક્તિરૂપ હોય છે; આપણી દૃષ્ટિએ એ બાલિશ કલ્પનારૂપ ભાસતા હોય તેનું એને શું ? એ જંગલી માણસના વહેમના ચૂરા કરવામાં આવે તો તેનો સદાચાર, તેનો સમાજધર્મ, અને તેની માનસિક શાંતિ એનો પણ નાશ થાય. ધાર્મિક વિધિઓ ને સામાજિક પ્રથાઓ, ગમે તેવાં હોય તોપણ, તેની ઉત્પત્તિ સેંકડો વરસના સંચિત અનુભવમાંથી થયેલી હોય છે.

હિંદુ સત્યશોધકે તેના જગતમાં પ્રવર્તતા ધર્મોની બહુરંગી વિવિધતા પર નજર નાંખી જોઈ, તો તેને દેખાયું કે એ ધર્મોનાં સ્વરૂપ, તેમના અનુયાયીઓ જે સમાજવ્યવસ્થામાં રહે છે તે વ્યવસ્થા અનુસાર, ભિન્ન ભિન્ન રીતે નિર્માયેલાં છે. ઇતિહાસે તેમનાં કલેવરો ઘડ્યાં છે, અને તેમાં એકાએક ફેરફાર કરવો અશક્ય હોય છે. વળી ઇશ્વરની દયામયી લીલામાં આખી માનવજાતિનો સમાવેશ થાય છે. દરેક કોમ યા જાતિને તેના જન્મસિદ્ધ ને ન છીનવી શકાય એવા હકો હોય છે, તેને બીજાએ માન આપવું જોઈએ. જેમાં ઇશ્વરનો વાસ ન હોય એવો કોઈ પણ ધર્મનો પ્રકાર હસ્તીમાં આવી શકે જ નહીં. રૉબર્ટ બર્ન્સે સાચું કહ્યું છે કે "જે પ્રકાશે એમને ઊંધા દોરવ્યા તે પ્રકાશ પણ સ્વર્ગમાંથી આવતો હતો." બીજી પ્રજાઓના દેવોને તુચ્છકારવા એનો અર્થ એ કે એ પ્રજાઓને તુચ્છકારવી; કેમકે એ પ્રજાઓ અને તેમના દેવોનો એકબીજા સાથે અવિશ્લેષ્ય સંબંધ જોડાઈ ગયેલો હોય છે. તેથી હિંદુઓએ જંગલી અને અસંસ્કારી લોકોનાં દેવદેવીઓને પણ ઉપાડી લીધાં, અને પોતાનાં દેવદેવીઓની જોડાજોડ સમાન સિંહાસન પર તેમની સ્થાપના કરી.

કોઈ પણ જાતિ કે સમૂહની અણઘડ માન્યતાઓને સુસંસ્કૃત બનાવવાનો સાચો રસ્તો એ છે કે તે માણસોની મનોવૃત્તિ બદલવી. કેમકે જેવો માણસ પોતે તેવી તેની ઇશ્વર વિષેની કલ્પના. માણસનો સ્વભાવ, તેની કેળવણી તેમજ તેની આસપાસનું વાતાવરણ એ બધાં ઉપરથી તેના ધર્મ-વિચારોનું રૂપ મોટે ભાગે ઘડાય છે. માણસના સ્વભાવમાં કંઈક ખામી હોય અથવા તેના અનુભવમાં કંઈક એકાંગીપણું હોય, તો તેનું પ્રતિબિંબ ઇશ્વર વિષેની તેની કલ્પના પર પડ્યા વિના રહેતું જ નથી. ઇશ્વરનું આકલન કરવાની માણસની શક્તિ જેટલી મર્યાદિત હોય તેટલું જ મર્યાદિત ઇશ્વર વિષેનું

તેનું જ્ઞાન પણ હોય છે. સુધારકનું ધ્યેય એ ખામી દૂર કરવાનું હોવું જોઈએ, તે માણસના મતની ટીકા કરવાનું નહીં. આત્મામાં જ્યારે જાગૃતિ આવે ત્યારે માણસની માન્યતા આપોઆપ બદલાય છે. વિચારનું પરિવર્તન સાચું ત્યારે જ ગણાય જ્યારે તેની ઉત્પત્તિ માણસના પોતાના હૃદયમાંથી સ્વયંભૂપણે થઈ હોય. જ્યાંલગી સમાજની પ્રણાલિકા ન બદલાય ત્યાંલગી લોકમતનો વિકાસ ન થાય. ધર્મગુરુનું કામ કોઈ મતનો પરાણે સ્વીકાર કરાવવાનું નથી, પણ વસ્તુતઃ માણસના મનમાં આગળ વધવાની અભિલાષા, ઊંચે ચડવાની ઝંખના જાગૃત કરવાનું છે. ભ્રમ એ કેવળ કચાશની નિશાની છે. તે ઘોર પાતક નથી. ધીરજ રાખીએ તો કાળે કરીને તે નીકળી જશે. મનના બળિયાની પ્રત્યે હિંદુધર્મ ભલે ગમે તેટલો કડક હોય, પણ નિર્બળની નબળાઈઓ પ્રત્યે તો તે ક્ષમાશીલ જ રહે છે.

ધાર્મિક સુધારાની હિંદુ પદ્ધતિ નામમાં નહિ પણ તે નામ ધારણ કરનારી અસલ વસ્તુના રૂપમાં ફેરફાર થવામાં મદદ કરે છે. નામ તો તેનું તે જ રહેવા દેવામાં આવે છે, પણ તેનું રહસ્ય વધારે ઊંડું બનાવવાને ઉત્તેજન અપાય છે. તમને પશ્ચિમવાસીઓને પરિચિત એવું એક દૃષ્ટાંત આપું. બાઈબલના જૂના કરારની આરંભની પંચાધ્યાયીમાંનો યાહવે એ ભયાનક દેવ છે, તેનાં ઈર્ષા ને ક્રોધ ફરીફરીને ભભૂકી ઊઠે છે, અને જ્યારે જ્યારે તેનો કોપાગ્નિ જાગૃત થાય ત્યારે ત્યારે તે નર, નારી, બાળક અને પશુનાં બલિદાન માગે છે. એ જ જૂના કરારમાં તે પછીના ભાગોમાં ઈસાઈયા અને હોસિયાનાં લખાણો આવે છે તેમાં એવા દેવની કલ્પના કરેલી છે જેને બલિદાન કરતાં કરુણા વધારે ગમે છે, જેને હોમમાં જીવોની આહુતિ આપવા સામે અણગમો છે. જે તેને જાણવા ઝંખનાર માણસને દર્શન દે છે. ઈસુને થયેલા ઈશ્વરદર્શનમાં આપણે ઈશ્વરને

પૂર્ણ પ્રેમની પ્રતિમારૂપે કલ્પેલો જોઈએ છીએ. આ સર્વ ભિન્ન ભિન્ન કલ્પનાઓના વિકાસને એકસૂત્રે જોડનારી કડી તો પેલું 'યાહવે' નામ જ છે, કેમકે એ નામ સર્વ કલ્પનાઓને વિષે વપરાયેલું છે. જ્યારે હિંદુધર્મ કોઈ સંપ્રદાયનો સ્વીકાર કરે ત્યારે તેનું નામ તો કાયમ રાખવામાં આવે છે, પણ તેના અંતર્ગત વસ્તુ પર સંસ્કારના પુટ ચડાવવામાં આવે છે. જૂના સંસ્કૃત સાહિત્યમાંથી એક દાખલો લઈએ. અનેકરૂપધારી કાલિ અનાર્ય દેવી છે એ દેખીતું છે.* પણ એને ધીરેધીરે પરમાત્માની ચિચ્છક્તિરૂપે ગણવામાં આવી છે. કાલિનું નીચેનું સ્તોત્ર જુઓ :

"હે શરણાગતના દુઃખનો નાશ કરનારી દેવી શિવે! વાણી, મન અને બુદ્ધિથી તને જાણી શકાય એમ નથી. કોઈ તારી સ્તુતિ શબ્દો વડે કહી કરી શકે એમ નથી. . . . હે બ્રહ્મસ્વરૂપે, હે જગદાંબિકે, તને દયામયીને અમે નિરંતર નમન કરીએ છીએ. . . . સર્જન, પાલન અને સંહારનું કામ એ તો તારી ક્રીડાના એક તરંગમાત્ર જેવું છે. તું તો એ આખાને એક ક્ષણમાં સરજવાને શક્તિમાન છે. હે અખિલશક્તિરૂપે! તને નમન હો. તું નિર્ગુણ છે, નિરાકાર છે, સંસારથી પર છે, ઇંદ્રિયમાત્રને અગોચર છે, એક છે, અખંડ છે, સર્વવ્યાપી છે, અદ્વિતીય છે; છતાં તારા ભક્તનું કલ્યાણ કરવાને સગુણ રૂપ ધારણ કરીને તું તેમને મુક્તિ આપે છે. જેનામાં જગતની ત્રણે અવસ્થા

* મહાભારત (વિરાટપર્વ, અધ્યાય ૬, શ્લોક ૧૭)માં કાલિને મદ્ય, માંસ ને પશુનાં બલિદાનમાં રાચનારી (सीधुमांसपशुप्रिये) કહીને સંબોધવામાં આવી છે. 'ગૌડવહો' (ઈ. સ. ૭૦૦)માં કાલિ પ્રીત્યર્થે પશુમેધ ને નરમેધ થતા તેનો ઉલ્લેખ છે. 'ક્ષુદ્રકમલાકર' (ઈ. સ.ની ૧૫મી સદી)માં મિરજાપુર પાસે વિંધ્યાચળમાં આવેલી દુર્ગાની મૂર્તિ વિષે કહેલું છે કે કાલિ એ કિરાત અને બીજી આદિવાસી જાતિઓની દેવતા છે, ને મ્લેચ્છ, ઠગ વગેરે તેનું પૂજન કરે છે.

(સર્ગ, સ્થિતિ, પ્રલય )નું દર્શન થાય છે એવી તને અમે નમસ્કા કરીએ છીએ.''*

તે જ પ્રમાણે કૃષ્ણનું ભૂતકાલીન મૂળ ગમે તે હો, પણ ભગવદ્ગીતામાં તેને પુરુષોત્તમનું પદ પ્રાપ્ત થયેલું આપણે જોઈએ છીએ.

શિષ્ય જ્યારે ધર્મગુરુની પાસે વિદ્યાપ્રાપ્તિ માટે જાય છે ત્યારે ગુરુ તેને પૂછે છે કે 'તારી ઇષ્ટદેવતા કઈ? કેમકે પોતાને માન્યતા અને ઉપાસનાનો જે પ્રકાર સૌથી પ્રિય હોય તે પસંદ કરવાનો દરેક માણસને હક છે. ગુરુ શિષ્યને કહે છે કે 'તારી જે કલ્પના છે તે સૂક્ષ્મ નિરાકાર તત્ત્વન સ્થૂલ સાકાર રૂપ છે;' અને એમ કરીને એ કલ્પનાન મૂળમાં જે પરબ્રહ્મની ઉપાસના કરવાનું ધ્યેય રહેલું છે તે પરબ્રહ્મના આકલન પ્રત્યે તેને ધીરેધીરે દોરી જાય છે. ધારે કે કોઈ ખ્રિસ્તી હિંદુ ગુરુની પાસે આત્મજ્ઞાનને માટે જાય છે તો ગુરુ ખ્રિસ્તી શિષ્યને ઇસુ ખ્રિસ્ત વિષેની નિષ્ઠા તજી દેવાનું નહિ કહે; પણ કહેશે કે 'ખ્રિસ્ત વિષેની તારી કલ્પન અધૂરી છે;' અને પછી સાચા ખ્રિસ્ત — નિર્ગુણ, નિરાકા

---

*देवि प्रपन्नार्तिहारे शिवे त्वं वाणीमनोबुद्धिभिरप्रमेया ।
यतोऽस्यतो नैव हि कश्चिदीशः स्तोतुं स्वशब्दैर्भवतीं कदाचित्

*　　*　　*

ब्रह्मस्वरूपे जगदाम्बिकेऽलं दयामयीं त्वां सततं नमामः ।

*　　*　　*

सर्गस्थितिप्रत्यवहारकार्यं भवद्विलासस्य तरंगमात्रम् ।
कर्तुं क्षणेनाखिलमस्यलं त्वं नमोऽस्त्वतस्तेऽखिलशक्तिरूपे ॥
त्वं निर्गुणाकारविवर्जिताऽपि त्वं भावराज्याच्च बहिर्गताऽपि ।
सर्वेन्द्रियागोचरतां गताऽपि त्वेका ह्यखण्डा त्रिभुरद्वयाऽपि ॥
स्वभक्तकल्याणविवर्धनाय धृत्वा स्वरूपं सगुणां हितेभ्यः ।
निःश्रेयसं यच्छसि भावगम्या त्रिभावरूपे भवतीं नमामः ॥

પરબ્રહ્મ — ના જ્ઞાન પ્રત્યે તેને દોરી જશે. હિંદુધર્મે સ્વીકારેલા દરેક દેવને ક્રમે ક્રમે ઊંચે ને ઊંચે પદે ચડાવવામાં આવે છે, ને અંતે તે પરમાત્મારૂપ છે — જે પરમાત્મા અને મનુષ્યનો જીવાત્મા એ બે પણ એક જ છે — એમ બતાવવામાં આવે છે. હિંદુ દેવમંડળમાં નવાં દેવદેવીઓ ઉમેરાવાથી તે જોખમમાં આવી પડતું નથી. જે ટીકાકાર કહે છે કે હિંદુધર્મ એ 'આત્મજ્ઞાનથી રસાયેલો જાદુ છે' અથવા તો 'તત્ત્વજ્ઞાનથી પરિવર્તિત થયેલી પ્રાણીપૂજા' છે, તે ટીકાકારની વાત સાચી છે. 'આત્મજ્ઞાનથી રસાયેલો જાદુ' અને નર્યો જાદુ એ બેમાં ફરક છે. હિંદુધર્મ તેના મુખમાં પ્રવેશ કરનાર દરેક વસ્તુને — જાદુ હો કે પ્રાણીપૂજા હો સર્વને — આત્મસાત્ કરે છે, અને તેને ઉન્નત બનાવીને અગાઉના કરતાં ઊંચી કક્ષાએ પહોંચાડે છે.

નામના ભેદની હિંદુને મન કશી કિંમત નથી, કેમકે દરેક નામ અંતે તો એક જ તાત્ત્વિક ને નૈતિક પૂર્ણત્વનું સૂચન કરે છે. ભિન્ન ભિન્ન નામોથી સૂચવાતાં રૂપો વચ્ચે જે એકતા છે તે સામાન્ય જનસમૂહને સમજાવવાને તે નામો, એક જ વસ્તુને અનુલક્ષીને, કશા ભેદભાવ વિના વાપરી બતાવવામાં આવે છે. બ્રહ્મા, વિષ્ણુ, શિવ, કૃષ્ણ, કાલિ, બુદ્ધ અને બીજાં ઐતિહાસિક નામો એક જ પરબ્રહ્મને માટે ગમે ત્યારે ગમે તેવી રીતે વપરાય છે. એક શ્લોકમાં કહ્યું છે: "જેને શૈવો શિવરૂપે, વેદાંતીઓ બ્રહ્મરૂપે, બૌદ્ધો બુદ્ધરૂપે, પ્રમાણપટુ નૈયાયિકો કર્તારૂપે, જૈન શાસનને માનનારાઓ અર્હતરૂપે, અને મીમાંસકો કર્મના નિયમરૂપે ઉપાસે છે તે ત્રિલોકનો નાથ હરિ અમને વાંછિત ફળ આપો."*

*यं शैवाः समुपासते शिव इति ब्रह्मेति वेदांतिनो
बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्तेति नैयायिकाः ।
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसकाः
सोऽयं वै विदधातु वांछितफलं त्रैलोक्यनाथो हरिः ॥

શંકરાચાર્યે કહ્યું છે: "બ્રહ્મ તો એક જ છે, પણ મતિભેદને લીધે માણસો તેને બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર એ વિવિધ નામે ઓળખે છે." × દક્ષિણ ભારતના એક લોકગીતમાં ગાયું છે: "ચોદિશથી અનેક પર્વતોમાંથી વહેનારી અનેક નદીઓ આવીને એક મહાસાગરના અંતસ્તલમાં સમાઈ જાય છે. તેમનાં નામ તેમનાં ભિન્ન મૂળ અનુસાર જુદાં જુદાં હોય છે. એ જ પ્રમાણે દરેક દેશમાં માણસો, અનેક નામે ઓળખાતા છતાં એક જ એવા પરમેશ્વરને નમન કરે છે."

સુધારણાની આ હિંદુ પદ્ધતિને લીધે દરેક જાતિસમૂહ પોતાના ભૂતકાળના સંબંધો ને સંસ્કારોને કાયમ રાખી શકે છે, ને પોતાનાં વ્યક્તિત્વ અને અભિરુચિઓને સાચવી શકે છે. કેમકે જેમ વિદ્યાર્થીઓને તેમની કોલેજોનું અભિમાન હોય છે તેમ માણસોને પોતાના દેવોનું હોય છે. આપણે વિદ્યાર્થીઓને એક કોલેજમાંથી બીજીમાં ખસેડવાની જરૂર નથી રહેતી; માત્ર દરેક કોલેજનું વાતાવરણ ઉન્નત બનાવવાનો અને તેના આદર્શો વિશુદ્ધ કરવાનો આપણાથી બનતો પ્રયત્ન કરવો જોઈએ. એમ કરવાનું પરિણામ એ આવે છે કે બધી કોલેજ આપણને એક જ ધ્યેય પ્રાપ્ત કરવામાં મદદ કરી શકે છે. જ્યાંલગી બધી કોલેજમાં એક જ વાતાવરણ હોય અને બધી આપણને એક જ આદર્શ પ્રાપ્ત કરવાની કેળવણી આપતી હોય ત્યાંલગી આપણે કઈ કોલેજમાં છીએ એની આપણને શી પરવા? બેશક એવા કેટલાક ઝનૂની હશે જે સંકુચિત અભિમાનને લીધે કહેશે કે બેલિયલ કોલેજ સૌથી સારી છે કે મેગડેલીન આધુનિક છે; પણ તટસ્થ પ્રેક્ષકની નજરે આ જુદી જુદી કોલેજો ઊંચી નીચી સપાટીએ રહેલી નહીં દેખાય,

× हरिस्तुति, १८

પણ માત્ર એક જ શિખરે પહોંચાડનારી ઊર્ધ્વગામી પગથીઓ-રૂપે દેખાશે. એમ બને કે આપણે ગમે તે કૉલેજમાં હોઈએ ને છતાં સીડીને છેક નીચલે પગથિયે હોઈએ અથવા તો ઘણા ઊંચે ચડેલા હોઈએ. આપણે ક્યાં છીએ તેનો આધાર કૉલેજ ઉપર નથી પણ આપણી ઉપર છે. જેમ ભલા હિંદુ ને બૂરા હિંદુ હોય છે તેમ જ ખ્રિસ્તીઓમાં પણ ભલા બૂરા બંને પ્રકારના માણસો હોય છે.

હિંદુ સુધારણાપદ્ધતિ સામે તાત્ત્વિક તેમજ વ્યાવહારિક બંને દૃષ્ટિએ ટીકા થયેલી છે. અધ્યાપક ક્લેમંટ વેબ લખે છે: "અમુક અમુક સમયે ઈશ્વર અનેક વિવિધ રૂપે અવતાર લે છે એમ હિંદુધર્મ પરાપૂર્વથી માનતો આવ્યો છે. કોઈ પણ સ્થાનિક દેવદેવી કે સંપ્રદાયસ્થાપક કે સાધુવૈરાગીને તે ઝટ દઈને ઈશ્વરરૂપ માની લે છે. સર્વ પ્રકારની મૂર્તિઓને ને કાલ્પનિક કથાવાર્તાઓને—પછી તે ગમે તેવી બેહૂદી કે અશ્લીલ હોય તોપણ—તે સાંખી લે છે, ને તેને ત્યાગમય ઈશ્વરભક્તિ કે યોગસાધનના ઊંચામાં ઊંચા ગગનવિહારોની જોડાજોડ સ્થાન આપે છે. એવો એનો સ્વભાવ હોઈ, તેને કદાચ બીજા કોઈ પણ ધર્મના કરતાં વધારે સહેલાઈથી, ને પોતાના ભૂતકાળ સાથેનું અનુસંધાન તૂટવા દીધા વિના, એક વિશ્વધર્મનું રૂપ ધારણ કરવાની અનુકૂળતા છે. એવા ધર્મને દરેક સંપ્રદાયમાં કોઈક વિશિષ્ટ સમૂહ કે વ્યક્તિને અનુકૂળ આવે એવો, પરમાત્મપ્રાપ્તિની વિશ્વજનીન સાધનાનો, કોઈ ને કોઈ પ્રકાર દેખાય જ; અને એ પરમાત્મા મનુષ્યોની આગળ જે વિવિધ રૂપે પ્રગટ થાય છે અથવા તો મનુષ્યોથી સંતાય છે તે સર્વ રૂપો તેના શુદ્ધ સાચા સ્વરૂપથી તો સરખાં જ વેગળાં હોય છે." આ વર્ણનમાં હિંદુધર્મની સામાન્ય વૃત્તિનું વર્ણન ઠીક થયું છે ખરું; પણ હિન્દુધર્મ સત્યના એક આવિષ્કાર ને બીજાની વચ્ચે કશો વિવેક કરતો નથી ને સર્વનો અવિચારીપણે સ્વીકાર

કરે છે, એમ લેખકે જે કહ્યું છે તેમાં હિંદુધર્મને પૂરો ન્યાય નથી થયો. હિંદુધર્મ સહિષ્ણુતાને ઉપેક્ષા— બેદરકારી—માની લેવાની ભૂલ નથી કરતો. તે કહે છે કે સર્વ આવિષ્કારો એક જ સત્ય પરત્વે છે ખરા, પણ તે બધામાં એ સત્ય સરખે અંશે પ્રગટ નથી થતું. પહેલા વ્યાખ્યાનના અંતિમ ભાગમાં મેં એ વિષયની ચર્ચા કરી હતી, એટલે અહીં એનો વિસ્તાર કરવાની જરૂર નથી. હિંદુધર્મ દરેક માણસની પાસેથી એવી અપેક્ષા રાખે છે કે તેણે, પરમ સત્યનો સાક્ષાત્કાર થાય ત્યાં સુધી, જીવનની ગૂઢતાનું સતત એકાગ્ર ધ્યાન ધરવું. સત્ય-દર્શનના હલકા પ્રકારો, જેઓ એકાએક એ પ્રકારોને વટાવીને પાર નથી જઈ શકતા તેમના પર રહેમ રાખીને, સાંખી લેવાય છે ખરા; છતાં એથી વધારે વિશાળ કલ્પના અને વધારે વિશાળ ઉપાસના વિષે સદાસર્વદા ભાર દેવાય જ છે. વિકાસનો વેગ વધારવા બળજબરી કરવાનું હિંદુધર્મ યોગ્ય નથી માનતો. જ્યારે આપણે આપણા ઉચ્ચ કોટિના અનુભવો તે ન સમજી શકનારની આગળ વર્ણવવા બેસીએ, ત્યારે જાણે આપણે દેખતા હોઈએ ને આપણે જોયેલી ચીજોનું વર્ણન કોઈ જન્મથી આંધળાની આગળ કરવા બેસીએ એના જેવી સ્થિતિ થાય છે. એમનાં આત્મચક્ષુ આપણે ન ઉઘાડીએ ત્યાંલગી ઋષિમુનિઓએ જે કહ્યું ને વર્ણવ્યું તે તેઓ ભાળી શકવાના નથી. એટલે, હિંદુધર્મ માણસની સ્વભાવસિદ્ધ વિચારસરણી—જેનો આધાર ઈશ્વરદત્ત નૈતિક ને બૌદ્ધિક શક્તિ, શિક્ષણ ને સંજોગો એ સર્વ ઉપર રહે છે—તેમાં વિક્ષેપ પાડતો નથી; પણ માણસ જ્યાં ઊભો હોય ત્યાંથી સમભાવપૂર્વક તેનો હાથ સાહીને તેને આત્મવિકાસની ઊંચી પાયરીએ ચડવામાં મદદ કરે છે. સત્યના ધામમાં માણસોને પરાણે હડસેલવા એ હિંદુધર્મને અકારું લાગે છે ખરું; પણ માણસનાં બુદ્ધિ, આત્મા ને સત્ય-નિષ્ઠાનો વિકાસ થવો જોઈએ એવો આગ્રહ તે અવશ્ય રાખે

છે. વળી વિચારદોષ એ કંઈ નૈતિક અધોગતિ ન
સમજશક્તિની નબળાઈ એ હૃદયની અધમતા નથી. ઈશ્વ
સ્વરૂપને વિષે સંપૂર્ણ ને સર્વાંગી જ્ઞાન હોય તો જ મે
મળી શકે એવો જો નિયમ હોય, તો આપણામાંથી કેટલા ન
વાસમાંથી ઊગરી શકે? શક્તિગીતામાં કહ્યું છે: "હે માત
જે ભક્તો તારા અવ્યક્ત નિરાકાર રૂપનું આકલન સમ
શક્તિની ખામીને લીધે કરી નથી શકતા તેમના પ્રત્યે ત
જે કૃપા ને કરુણા છે તેનો કંઈ પાર જ નથી." આપ
ઈશ્વરને ભલે ન જાણતા હોઈએ, પણ ઈશ્વર તો આપણ
જાણે જ છે.

આત્માના વિકાસને રૂંધનારાં બંધનો તોડવાની આત્મ
શક્તિ વિષે હિંદુધર્મ પૂરતી શ્રદ્ધા ધરાવે છે. જે પરમ સત્ય
હસ્તીનો સર્વ ધર્મો સ્વીકાર કરે છે તે પરમાત્મા મનુષ્યો
ધર્મોનો નિરંતર વિકાસ કર્યાં જ કરે છે. વળી અનુભવથી
પણ પુરવાર થયું છે કે એક પ્રકારના નિયમોમાંથી ઊં
પ્રકારના બીજા નિયમો તરફ બહુ ઝડપભેર આગળ વધવા
પ્રગતિ નથી થતી પણ પીછેહઠ થાય છે. ઇતિહાસની ઘટના
ઈશ્વરનાં ચક્રો બહુ ધીમી ગતિએ ચાલે છે, અને ઉત્સા
સુધારકો જો પોતાના મનગમતા કાર્યક્રમો જગતને મ
પરાણે લાદીને પોતાના જીવનકાળમાં જ જગતને ઉગાર
મથે તો તેમાં તેમને હાર મળે છે. માનવી સ્વભાવની પ
દોડાદોડમાં કશું કરાવી શકાતું નથી. વળી અમુક મ
અનુકૂળ ન હોય એવી બધી વસ્તુઓનો બળજબરીથી નાશ કર
ધર્મસિદ્ધાંત અને પૂજાવિધિની યાંત્રિક એકતા સ્થાપવી ઉચિ
છે એમ પણ હિંદુધર્મ નથી માનતો. મોક્ષને માટે કાયદા
પગલાં કંઈ કામ આવે છે એમ પણ તેને નથી લાગ
ઈશ્વરના સ્વરૂપ અને ઉપાસનાવિધિ વિષે અમુક પ્રકાર
વિચાર ધરાવનારને જ મોક્ષ મળી શકે એવી મર્યાદા ત

બાંધી નથી. એવા અમુક જ વર્ગને મળનારા મોક્ષની કલ્પનાનો ભૂતમાત્રના સુહૃદ એવા ઈશ્વરની કલ્પના સાથે મેળ બેસતો નથી. એક પ્રજા ઈશ્વરની માનીતી છે, તેનો ધર્મ માનવજાતિના ધાર્મિક વિકાસમાં કેન્દ્રવર્તી સ્થાન ધરાવે છે, અને બાકીના બધાએ તેમની પાસેથી ધર્મ ઉછીનો લેવો જોઈએ, નહીં તો આધ્યાત્મિક દારિદ્ર્ય ભોગવવું જોઈએ, એમ માની લેવું એમાં ઈશ્વર અને મનુષ્ય બેમાંથી એકેને ન્યાય નથી.

ધર્મનો અર્થ યથાર્થ માન્યતા નથી પણ સદાચારી રહેણીકરણી છે. માણસની પરખ તેનાં મંતવ્યો પરથી નહીં પણ તેનાં કર્મો પરથી જ થઈ શકે. સાચા ધાર્મિક માણસો બીજા લોકોનાં મંતવ્યો વિષે કદી ફિકર કરતા નથી. ઈસુ ખ્રિસ્તની આ મહાન ઉક્તિ જુઓ: "મારી પાસે બીજાં પણ ઘેટાં છે જે આ વાડામાં નથી." ઈસુ યહૂદી જન્મેલા ને મરણ લગી યહૂદી જ રહ્યા. જે યહૂદી પ્રજામાં તેમનો જન્મ થયો તે પ્રજાને તેમણે એમ ન કહ્યું કે "યહૂદી થવું એ તો પાપ છે. માટે ખ્રિસ્તી થઈ જાઓ." તેમણે તો યહૂદી ધર્મમાં જામેલો સડો ધોઈ કાઢવાનો બનતો પ્રયત્ન કરેલો. તે જો હિંદુ જન્મ્યા હોત તો હિંદુધર્મ પરત્વે પણ તેમ જ કરત. સાચો સુધારક માનવજાતિના વારસાને શુદ્ધ કરીને વિશાળ બનાવે છે, તેની અવગણના નથી કરતો, તેને ઠોકરે તો નથી જ ચડાવતો.

જેઓ સત્યના કરતાં પોતાના સંપ્રદાયને વિષે વધારે અનુરાગ ધરાવે છે તેઓ અંતે પોતાના સંપ્રદાય કરતાં પોતાની જાતને વિષે વધારે અનુરાગ ધરાવતા થાય છે. આપણે એવા દાવાથી શરૂઆત કરીએ છીએ કે ખ્રિસ્તી ધર્મ એ જ એકમાત્ર સાચો ધર્મ છે; અને પછી કહીએ છીએ કે પ્રોટેસ્ટંટ પંથ એ જ ખ્રિસ્તી ધર્મનો એકમાત્ર સાચો પંથ છે;

એપિસ્કોપેલિયન સંપ્રદાય એ જ એક પ્રોટેસ્ટંટ સંપ્રદાયોમાં સાચો છે; એપિસ્કોપેલિયન પ્રોટેસ્ટંટ ખ્રિસ્તી ધર્મમાં હાઈ ચર્ચ એ જ એકમાત્ર સાચો મત છે; અને અંતે એમ કહેવા લાગીએ છીએ કે હાઈ ચર્ચ મતમાં પણ આપણું પોતાનું વિશિષ્ટ દૃષ્ટિબિંદુ એ જ એકમાત્ર સાચો અભિપ્રાય છે.

દરેક મનુષ્યમાં, દરેક જાતિસમૂહમાં અને દરેક પ્રજામાં આદરને પાત્ર એવું વ્યક્તિત્વ રહેલું છે, એવો જે હિંદુ સિદ્ધાંત છે તેનો ધીમેધીમે બીજે પણ સ્વીકાર થતો જાય છે. એવા મત પ્રમાણે એ આવશ્યક છે કે દરેક સમૂહને તેનાં જે સૌથી વિશિષ્ટ અને ખાસ પોતીકાં એવાં તત્ત્વો હોય તે ખીલવવાની પૂરેપૂરી મોકળાશ આપણે આપવી જોઈએ. વૈશિષ્ટ્યમાત્ર અદ્વિતીય અને અન્યને ન આપી શકાય એવી વસ્તુ હોય છે; અને જે વસ્તુ એકને ઉપયોગી છે તે બીજા દરેકને તેટલે જ અંશે ઉપયોગી નીવડશે એમ માની લઈએ તો સત્યના સાચા સ્વરૂપની અવગણના જ થાય. જગત એટલું વિશાળ છે કે તેમાં ભિન્ન ભિન્ન સ્વભાવના માણસોનો સમાસ સહેજે થઈ રહે.

કેટલીકવાર એવી દલીલ કરવામાં આવે છે કે હિંદુ યોજનાએ તેના અનુયાયીઓને વધારે વિમુક્ત અને વિશાળ જીવન પ્રાપ્ત કરવામાં મદદ નથી કરી. આવા મોઘમ આરોપનો જવાબ દેવો મુશ્કેલ છે. ગમે તેમ હો, હિંદુધર્મે જો બળજબરી વાપરીને જૂના વિચારોને નાબૂદ કર્યા હોત, એટલે કે જો તેણે ધીમા ક્રમિક વિકાસમાંથી નીપજતા સુધારાને બદલે ધર્માંતર અને વટાળની રીત અખત્યાર કરી હોત, તો તે વધારે અસરકારક જીવનક્રાંતિ સાધી શક્યો હોત કે કેમ એ ભારે શંકાપડતી વાત છે. હિંદુધર્મે જાદુ અને વહેમની ધીચ જામી ગયેલી ઝાડીને સખતાઈ વાપરીને કાપી ન કાઢી એ વાત સાવ સાચી છે. તેની રીત ઝાડનાં ડાળાંપાંદડાં કાપવાને બદલે તેનાં મૂળને જ લૂણો લગાડવાની છે.

હિંદુધર્મની જાહોજલાલીના કાળમાં, મનુષ્ય પ્રત્યે આદર અને અડગ સત્યનિષ્ઠા એ બે સિદ્ધાંતોના અનુશીલન દ્વારા હિંદુ સમાજના સામાન્ય ધાર્મિક જીવનમાં ઘણો સુધારો થયો હતો; પણ હમણાં હમણાં હિંદુઓની વૃત્તિમાં શિથિલતા અને નાહિંમત આવી ગયાં છે. હિંદુધર્મમાં વિશાળ જનસંખ્યા એવી છે જે વહેમનો ભોગ થઈ પડેલી છે, એ વાત ખરી છે. પણ જે દેશોમાં ઊંચી સંસ્કૃતિએ નીચલી પાયરીની સંસ્કૃતિને હઠાવી કાઢી કહેવાય છે ત્યાં પણ નીચલી સંસ્કૃતિના અવશેષો હજુ કાયમ છે. જંગલી માણસોને શોધવા આપણે અહીં ઑક્સફર્ડથી ઝાઝું દૂર જવું પડે એમ નથી. આ વિષયના ધુરંધર વિદ્વાન સર જેમ્સ ફ્રેઝર કહે છે: "આધુનિક યુરોપના અજ્ઞાન ને વહેમી વર્ગોમાં આજે એવી દશા વર્તે છે જેવી હજારો વરસ પહેલાં મિસર અને હિંદુસ્તાનમાં હતી, અને જેવી આજે જગતના દૂરમાં દૂરને ખૂણેખાંચરે પડી રહેલા નીચામાં નીચી પાયરીના જંગલી લોકોમાં છે. સ્કૉટલૅંડમાં કોઈ અણગમતા જમીનદાર કે પાદરીને મૂઠ મારવા સારુ એક મૂર્તિમાં કાંટા ભોંકી મૂકેલા દેખાયા; આયર્લૅંડમાં કોઈ સ્ત્રીને ડાકણ માની જીવતી ભૂંજીને મારી નાંખવામાં આવી; રશિયામાં ચોરોએ પોતાનો મધરાતનો ધંધો અદૃશ્ય રહીને કરી શકાય એવો દીવો સળગાવવા માટે માણસની ચરબીની માણબત્તીઓ બનાવવા સારુ એક છોકરીનું ખૂન કરી તેના ટુકડે ટુકડા કરી નાંખ્યા; આવી આવી ખબરો ક્યારેક છાપાંમાં પ્રસિદ્ધ થાય છે, ને તે વાંચીને ભદ્ર સમાજ ભડકી ઊઠે છે." ઘણા ખ્રિસ્તીઓ મંતરજંતર, જાદુ, ઉચ્ચાટન ને વશીકરણમાં માને છે. માનવ-સમૂહોની ટેવો જેટલી વધારે જૂની હોય તેટલું તે નાબૂદ કરવાનું કામ કઠણ થઈ પડે છે. જ્યાં ધીમા ફેરફારો પણ અતિશય મુશ્કેલ હોય ત્યાં ઝડપથી ફેરફાર કરવાનું તો અશક્ય જ હોય છે. કેમકે ધર્મોનું વલણ ફરી ફરીને અમુક ઘરેડમાં પડી

જવાનું હોય છે, ને ત્યાંથી તેને કાઢવાનું કામ વસમું હોય છે. આદિવાસી જાતિઓનાં ઉપાસ્ય દૈવતોમાં દેવો હતા તેમ દેવીઓ પણ હતી. એ જાતિઓ જ્યારે બૌદ્ધધર્મમાં દાખલ થઈ ત્યારે તેમણે બુદ્ધદેવ ઉપરાંત દેવી તારાની ઉપાસના ઉમેરવાનો આગ્રહ રાખ્યો. એશટોરેથ, આઇસીસ અને એફ્રોડિટી એ દેવીઓને પૂજનાર ગ્રીકો ને રોમનો ખ્રિસ્તી ધર્મમાં દાખલ થયા એટલે મેરીમાતાની પૂજા દાખલ થઈ ને વધી. વટલાઈને ખ્રિસ્તી બનેલા એક હિંદીને વિષે એવી વાત ચાલે છે કે તે રવિવારે ગિરજાઘરમાં જતો ને શુક્રવારે કાલિના મંદિરમાં. પાદરીએ તેને પૂછ્યું કે "તમે ખ્રિસ્તી નથી શું?" તો કહે, "હા, છું. પણ એનો અર્થ શું એવો છે કે મેં મારો ધર્મ બદલ્યો છે?" વટલાઈને ઇતર ધર્મોમાં જનારા હિંદુઓ ઘણી વાર સંકટ અને માંદગીમાં, મોતની ઘડીએ અથવા મોતનો ભય હોય ત્યારે, હિંદુ દેવદેવીઓને યાદ કરે છે ને તેમની બાધાઆખડી રાખે છે. બહાર દેખાડવાને ધરાવેલી માન્યતાઓએ હૃદયમાં ઊંડો પ્રવેશ કરેલો હોતો નથી. આપણાં હૃદયમાં ઊંડે ઊંડે જડ જમાવીને બેઠેલો વિચારો ને મંતવ્યોનો વારસો એકાએક, સુધારકનો હુકમ થતાંવેંત, બદલવાનું બની શકતું નથી. આપણને શિક્ષણ આપીને બુદ્ધિ ને સદાચારની ઊંચી શ્રેણીએ લઈ જવામાં ન આવે ત્યાં સુધી જૂના વિચારોની જડ ઊખડતી નથી.

હિંદુ પદ્ધતિ છેક નિષ્ફળ નીવડી નથી. એને લીધે સર્વ દિશાએ પ્રગતિ થઈ છે; જોકે હજુ ઘણા સુધારાને માટે અવકાશ છે ખરો. હિંદુધર્મે સર્વ સંપ્રદાયોને સમાન એવી ધાર્મિક માન્યતાઓ અને ઉપાસનાનો કોઈ નિશ્ચિત પ્રકાર ઠરાવ્યો નથી એ વાત સાચી છે, છતાં તેણે સંખ્યાબંધ સંપ્રદાયો અને નિષ્ઠાઓને એક સર્વગ્રાહી યોજનામાં સામેલ કરી એકત્રિત કર્યાં છે એ વિષે શંકા નથી. ૧૯૧૧ના વસ્તીપત્રકના રિપોર્ટમાં મિ. બર્ન્સ લખે છે : "મારી તપાસમાં મેં સામાન્યપણે એ

જોયું છે કે બહુ મોટા ભાગના હિંદુઓ એક પરમાત્મા વિષે — ભગવાન, પરમેશ્વર, ઈશ્વર કે નારાયણ એ અનેક નામે — દઢ આસ્થા ધરાવે છે." હિંદુ વિચારો ને આદર્શોના ફેલાવાને વિષે સર હરબર્ટ રીસલી કહે છે : " આ વિચારો કંઈ વિદ્વાનોનો ઇજારો નથી. રસ્તે ચાલનાર સામાન્ય માણસ પણ એ વિચારો મોટા પ્રમાણમાં ધરાવે છે. ઠીક ઠીક સમજુ એવા કોઈ હિંદુ ખેડૂતની સાથે તમે પરમાત્મા, કર્મ, માયા, મુક્તિ વગેરે વિષયોની વાત છેડો એટલે તરત તો એને અચરજ ઊપજે છે કે તમને વિદેશીને એવા વિષયોમાં રસ ક્યાંથી ? પણ તેનું આશ્ચર્ય શમે કે તરત જ તમે જોઈ શકો છો કે એ શબ્દો એને પરિચિત છે, અને એ વસ્તુઓને પોતાના ભાવિ જોડે શો સંબંધ છે એ વિષે તેણે કંઈક જાડો સિદ્ધાંત પોતાના કામ પૂરતો બાંધી રાખેલો હોય છે." હિમાલયથી માંડીને કન્યાકુમારી લગીના હિંદુઓમાં એકસૂત્રતાનું એક આંતરિક બંધન રહેલું છે, ને એ સૂત્રની આસપાસ તેઓ મણિગણની પેઠે પરોવાઈ રહેલા છે.

પહાડી મુલકોના અને બીજા અર્ધસંસ્કૃત આદિવાસી લોકસમૂહો, જે હિંદુધર્મમાં ભરતી થનાર કાચામાં કાચા માણસો હતા, તેમને હિંદુ સમાજમાં ભેળવી આત્મસાત્ કરવાનું કામ ધીમું ધીમું ચાલ્યું છે, ને હજુ સંપૂર્ણપણે થઈ રહ્યું છે એમ નથી. હિંદુઓમાં ઘણા લોકો એવા છે જે અસંસ્કારી માન્યતાઓ ને હીન વિચારો ધરાવે છે, ને તેને જડમૂળથી નાબૂદ કરવાનો એ સંસ્કૃતિને સમય મળ્યો નથી. છેલ્લાં થોડાંક સૈકામાં હિંદુધર્મ તેના આદર્શોને વફાદાર રહ્યો નથી, અને અસંસ્કૃત લોકોની ઉન્નતિના કામ પ્રત્યે ઘોર દુર્લક્ષ કરવામાં આવ્યું છે.

કોઈ માણસ સન્નિપાતના આવેશમાં આપઘાત કરવા જતો હોય તો તેને હિંસા વાપરીને બચાવવો એ જેટલું યોગ્ય છે તેટલું જ માણસ પાસે બળજબરીથી ખરા મતનો સ્વીકાર

કરાવવો એ પણ યોગ્ય છે, એવી જે ભ્રામક દલીલ કરવામાં આવે છે તેને હિંદુધર્મ ટેકો આપતો નથી. ઇઝરાયલની સેના પહેલવહેલી કેનાનની ભૂમિ પર તૂટી પડી ત્યારથી સંકુચિત એકેશ્વરવાદની અસહિષ્ણુતા માનવી ઇતિહાસનાં પાનાંમાં લોહિયાળે અક્ષરે લખાયેલી છે. એક મત્સરી ઈશ્વરના ઉપાસકોને વિધર્મી પ્રજાઓની સામે ચડાઈ લઈ જઈ યુદ્ધ કરવાને સિસકારવામાં આવે છે. પરાજિત પ્રજાઓના ઉપર ઘોર ક્રૂરતા ને ત્રાસ વર્તાવવાને ઈશ્વરી વચનોની સંમતિ છે એમ તેઓ બતાવે છે. જૂના યહૂદી ધર્મની એ વૃત્તિનો વારસો ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામને મળેલો છે; અને આ વિષયમાં પશ્ચિમની સંસ્કૃતિનું ઘડતર પાલેસ્ટાઈને કર્યું તેને બદલે ગ્રીસે કર્યું હોત તો તે સંસ્કૃતિને માટે બહેતર થાત કે નહીં એ તો તમારે કહેવાનું છે. વિધર્મીઓના સંહારને પ્રેરનારી ને યોગ્ય મનાવનારી ઝનૂની ધર્માંધતાથી નીપજેલાં ધર્મયુદ્ધો હિંદુ ભારતવર્ષને લગભગ અજાણ્યાં હતાં. બેશક ક્યાંક ક્યાંક ધર્માંધતા અને ઝનૂન ફાટી નીકળતાં ખરાં. પણ હિંદુધર્મે સામાન્યપણે અનાસ્થાની સામે જુલમ કરવાને કદી ઉત્તેજન આપ્યું નથી. તેની તવારીખ આ બાબતમાં પ્રમાણમાં ચોખ્ખી છે. અનેક ને વિવિધવર્ણી માનવી પ્રજાઓને તે સુલેહશાંતિમાં ભેગી રાખી શક્યો છે. બૌદ્ધધર્મ, જેના અનુયાયીઓમાં આજે માનવજાતિનો લગભગ પાંચમો ભાગ છે, તેણે હમેશાં અન્ય ધર્મો પ્રત્યે આદર રાખ્યો છે ને બળજબરીથી તેમનો મૂલોચ્છેદ કરવાનો પ્રયત્ન કદી કર્યો નથી. જૂનામાં જૂના બૌદ્ધ ગ્રંથોમાંના એકમાં કહેલું છે કે બુદ્ધ ભગવાનના જમાનાના ધાર્મિક વાદવિવાદ કરનારાઓમાં પોતાના સિદ્ધાંતોને વખાણવાની ને બીજાના સિદ્ધાંતોને નિંદવાની જે એક વૃત્તિ પ્રચલિત હતી તેને બુદ્ધ ભગવાને વખોડી કાઢી હતી.* જુદા જુદા સંપ્રદાયો વચ્ચે

*સુત્તનિપાત. જુઓ અંગુત્તરનિકાય : બૌદ્ધધર્મીઓએ

કલહ પેદા કરે એવા વાદવિવાદ ટાળવાનો ઉપદેશ બુદ્ધે તેમના શિષ્યોને આપ્યો હતો. અશોકના એક શિલાલેખમાં ધાર્મિક સહિષ્ણુતાનો જ ઉપદેશ કરેલો છે: "દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા દરેક ધાર્મિક સંપ્રદાયને માન આપે છે, પણ માને છે કે ધર્મના શીલની વૃદ્ધિ કરવી એના જેવું દાન કે માન બીજું એકે નથી; અને એ શીલનો પાયો એ છે કે પોતાના ધર્મને આદર આપવો ને બીજાના ધર્મને ગાળ ન દેવી. જે માણસ એથી ઊલટી રીતે વર્તે છે તે પોતાના ધર્મને હાનિ કરે છે ને બીજાના ધર્મને અન્યાય કરે છે." "મારા રક્ષણ તળે સર્વ ધર્મોનાં શાસ્ત્રોનું અનુશીલન કરવાની છૂટ રહેશે." ભારતવર્ષના હિંદુ અને બૌદ્ધ નરેન્દ્રોએ આ સિદ્ધાંતને આચરણમાં ઉતાર્યો હતો: તેનું પરિણામ એ આવ્યું હતું કે જુલમના ત્રાસથી નાસી છૂટેલા સર્વ ધર્મના માણસોને હિન્દુસ્તાનમાં આશ્રય મળ્યો હતો. યહૂદીઓ, ખ્રિસ્તીઓ અને પારસીઓને પોતપોતાના ધર્મસિદ્ધાંતો પ્રમાણે ચાલવાની પૂરેપૂરી સ્વતંત્રતા અપાઈ હતી. હ્યુએનસંગ કહે છે કે પ્રયાગના મહોત્સવમાં રાજા હર્ષે પહેલે દિવસે બુદ્ધની પ્રતિમાની પ્રાણપ્રતિષ્ઠા કરી, બીજે દિવસે પિતાના ઇષ્ટદેવ સૂર્યની મૂર્તિની સ્થાપના કરી. અને ત્રીજે દિવસે શિવની મૂર્તિ બેસાડી. રાજા સ્થાણુરવિ (ઈ. સ. નો નવમો સૈકો)ના કોટ્ટાયમના પ્રસિદ્ધ તામ્રપટો અને વિજયરાગદેવના કોચીનના તામ્રપટો બુલંદ અવાજે સાક્ષી પૂરે છે કે હિંદુ રાજાઓએ

---

ઇતરધર્મીઓને પણ દાન આપવું એવો બુદ્ધ ભગવાને ઉપદેશ કરેલો છે. બૌદ્ધેતરોને પણ સ્વર્ગે જવાનો અધિકાર છે એમ તેમણે સ્વીકારેલું છે. કોઈ એક આજીવક કર્મના નિયમને વિષે આસ્થા ધરાવનારો હોઈ સ્વર્ગે ગયો એ વાત તેમણે 'મજ્ઝિમનિકાય'માં કહી છે. સચ્છીલ બ્રાહ્મણોને વિષે બુદ્ધ ભગવાન પોતે અતિ આદર ધરાવતા હતા.

ખ્રિસ્તી ધર્મ પ્રત્યે કેવળ સહિષ્ણુતા નહોતી બતાવી, પણ તે ધર્મના અનુયાયીઓને ખાસ સગવડો ને રાહતો આપી હતી. થોડા જ દિવસ પર મૈસુરના હિંદુ મહારાજાએ રાજ્યમાંના એક ખ્રિસ્તી દેવળના જીર્ણોદ્ધાર માટે દાન આપ્યું હતું.

વિજ્ઞાનનાં સાહસો અને ચમત્કારોને લીધે આજે દુનિયા અગાઉના કરતાં ઘણી નાની થઈ ગઈ છે. વિદેશી પ્રજાઓ આપણી સાખપડોશી બની ગઈ છે. વસ્તીના ભેળસેળથી વિચારની આપલે ચાલી રહી છે. આપણે ધીરે ધીરે સમજતા જઈએ છીએ કે દુનિયા આખી એક સહકારી સમૂહ છે. બીજા ધર્મો એવા સામર્થ્યવાન બની ગયા છે જેમની આપણે અવગણના નથી કરી શકતા; અને આપણે સહુ શાંતિથી ને હળીમળીને કેવી રીતે રહી શકીએ એના માર્ગો ને ઉપાયો આપણે ખોળીએ છીએ. આપણને એકલાને પ્રકાશ લાધેલો છે ને બીજા બધા અંધારામાં ગોથાં ખાય છે, એમ આપણે આગ્રહપૂર્વક કહ્યાં કરીએ ત્યાં સુધી આપણને ધાર્મિક એકતા ને શાંતિ સાંપડવાની નથી. એમ આગ્રહપૂર્વક કહેવું એ જ લડાઈનું કહેણ આપવા બરોબર છે. એક જ રૂપરંગની સંસ્કૃતિવાળું અને એક જ સામાજિક ઇચ્છાવાળું એકચક્રી સામ્રાજ્ય એ કંઈ જગતનો રાજકીય આદર્શ નથી; એ આદર્શ તો સ્વતંત્ર રાષ્ટ્રોના એક ભ્રાતૃભાવવાળા વિશ્વસંઘનો છે. એ રાષ્ટ્રોમાં આચાર અને વિચાર, રીતરિવાજો અને સંસ્થાઓના ઊંડા ને તીવ્ર ભેદો હોવા છતાં, તેઓ શાંતિ ને સુવ્યવસ્થાથી, મેળ અને સહકારથી જોડાજોડ રહેતી હોય; અને દરેક પ્રજા પોતાનો વિશિષ્ટ અને અદ્વિતીય, ને બીજાથી ન જ આપી શકાય એવો, ફાળો જગતને આપતી હોય. અઢારમી સદીનો આંતરરાષ્ટ્રવાદ અને ઓગણીસમી સદીનો રાષ્ટ્રવાદ આ વિશ્વસંઘના આદર્શમાં સંયુક્ત થયેલા છે; અને એ સંઘ માનવગોત્રની દરેક શાખાને માનવજાતિના વિશાળ જીવનમાં સ્વાતંત્ર્ય, સુરક્ષિતતા

ને આત્મસાક્ષાત્કાર સાધવાની છૂટ આપે છે. જો આ આદર્શ વિસ્તારીને ધર્મના ક્ષેત્રમાં પણ લાગુ ન પાડવામાં આવે તો હું જગતના ધર્મને લગતા ભાવિ વિષે કશી આશા જોતો નથી. ખરેખરું ગભીર અને કેન્દ્રવર્તી સત્ય અમારામાં જ સમાયેલું છે, અને એનો સ્વીકાર એ જ સ્વર્ગે જવાનો એકમાત્ર માર્ગ છે, એવો દાવો એ કે ત્રણ જુદા જુદા સંપ્રદાય જ્યારે કરે ત્યારે સંઘર્ષો થયા વિના ન જ રહે. એવા સંઘર્ષોમાં એક ધર્મ બીજાને આગળ ટપી જવા નહીં દે, અને આખું જગત જમીનદોસ્ત અને ભસ્મીભૂત ન થઈ જાય ત્યાં સુધી કોઈ પણ એક ધર્મનું પ્રભુત્વ સ્થપાવા નહીં પામે. સ્વધર્મ સિવાયના બીજા દરેક ધર્મને જડમૂળથી ઉખેડી નાંખવો એ એક પ્રકારનું બોલ્શેવિઝમ છે, ને તે અટકાવવાનો પ્રયત્ન આપણે કરવો જોઈએ. એ આપણે તો જ કરી શકીએ જો આપણે હિંદુધર્મે સૂચવેલા ઉકેલને મળતા કંઈક ઉકેલનો સ્વીકાર કરીએ; કેમકે હિંદુધર્મ જગતમાં ધર્મની એકતા સ્થાપવા ઇચ્છે છે તે એક જ ધર્મ રહેવા દઈ બીજાને નાબૂદ કરીને નહીં, પણ સર્વ ધર્મોને એક જ સત્યની શોધમાં જૂતીને. આપણે સંઘના આયોજનની નહીં પણ આત્માની એકતા સ્થાપવાનો વિચાર સેવીએ એ સારું છે, કેમકે એવી એકતા કેવળ પ્રત્યેક વ્યક્તિને જ નહીં પણ ચેતનપ્રદ સિદ્ધ થયો હોય એવા સમૂહજીવનના પ્રત્યેક પ્રકારને અભયદાન આપે છે, ને તેને માટે પૂરેપૂરી મોકળાશ રાખે છે. કેમકે આચારના ને વિચારના લગભગ સર્વ પ્રકારો પોતાની પાછળ અનુભવનું બળ અને તેથી ઈશ્વરની સત્તા હોવાનો દાવો કરી શકે છે. કોઈ એક ધર્મ જો બીજા બધાને ભરખી જાય તો જગતને ઘણી જ ખોટ જાય ને તે એટલું દરિદ્ર બને. ઈશ્વર વિશ્વમાં એક જ રંગ હોય એવી એકરૂપતા નથી ઇચ્છતો, પણ અનેક રંગોની ભરચક સમૃદ્ધિ હોય ને તે રંગોનો સુંદર મેળ સધાયો હોય એમ ઇચ્છે છે. હિંદુ-

ધર્મની વિશાળ અને સર્વગ્રાહી ભાવનાને લીધે તે એક મહાવન જેવો બન્યો છે, અને તેમાં જાણે હજારો હાથ હાલી રહ્યા છે. દરેક પોતપોતાનું કામ કર્યે જાય છે, અને સૌને ઈશ્વરેચ્છા પ્રેરી રહી છે, એવું દશ્ય દેખાય છે. દરેક વસ્તુ પોતપોતાને સ્થાને સ્થિર હોય, સહુ મળીને એક દૈવી રાસમાં નાચી રહી હોય, અને પોતપોતાના વિવિધ સુરો વડે, તેમ જ વિસંવાદો વડે પણ, અત્યંત સુમધુર સંગીતનો ઝંકાર જગવતી હોય — એવો આપણો આદર્શ હોવો જોઈએ.

ધર્મોના સંઘર્ષના સવાલનો જે ઉકેલ હિંદુ સમાજે કાઢ્યો છે તેનો ભવિષ્યમાં સર્વત્ર સ્વીકાર થશે, એ મને ઠીક ઠીક ચોક્કસ લાગે છે. પોતાના આદર્શો પસંદ કરવાની ને તે સાધવાના પ્રયત્નમાં ધાર્યે રસ્તે ચાલવાની સ્વતંત્રતા જગતમાં હોવી જોઈએ, એવી જે લોકશાસનની દઢ પ્રતીતિ છે તે મને આવી આશા સેવવાને કારણ આપે છે. જે સ્વેચ્છાસ્વીકૃત નથી એવી કોઈ પણ વસ્તુ સારી નથી; જે આત્મનિર્ણય નથી એવા કોઈ પણ નિર્ણયની કશી કિંમત નથી. જગતના દરેક ભાગમાં ભિન્ન ભિન્ન ધર્મો એકબીજા પ્રત્યે મિત્રતાના હાથ લંબાવવાનું ધીરે ધીરે શીખતા જાય છે. આજે અહીં ઑક્સફર્ડમાં મારી હાજરી એ એનું એક દૃષ્ટાંત છે. ધર્મોની મહાસભાઓ અને સર્વ ધર્મના ઉદારભાવવાળા વિચારકોનાં પરિષદો ને સંમેલનો પરસ્પર સમજ અને સમભાવ પેદા કરે છે ને પોષે છે. તુલનાત્મક ધર્મના અભ્યાસને લીધે ઇતર ધર્મોને વિષે અગાઉના કરતાં વધારે ન્યાયદૃષ્ટિ ને સમભાવનું વલણ પેદા થતું જાય છે. એ અભ્યાસ આપણને બતાવે છે કે દરેક ધર્મ કઈ વસ્તુઓ પર ભાર દે છે એનો આધાર તે પ્રજાના સ્વભાવ અને સંસ્કાર, તે યુગની ભાવના, અને તે કાળની જરૂરિયાત એ બધા પર રહે છે; અને એ જાણ્યા પછી આપણે સમજી શકીએ છીએ કે સર્વ ધર્મોમાં પાયાની

એકતા રહેલી છે. ધર્મ ધર્મ વચ્ચેના પરસ્પર સંબંધો વિષે વધારે સ્પષ્ટપણે વિચાર કરવાનું આપણે શીખતા જઈએ છીએ. આપણાં મન એમ માનવા તરફ ઝૂકતાં જાય છે કે ભિન્ન ભિન્ન ધર્મો એકબીજાના શત્રુ નથી પણ એકબીજાના પૂરક છે, અને તેથી સર્વના સમાન ધ્યેયની પ્રાપ્તિને અર્થે કોઈ પણ એકને બીજાઓ વિના જરાયે ચાલે એવું નથી. બીજા ધર્મોની સાથેનો સંપર્ક વધ્યો છે તેને લીધે માણસો એમ માનતા મટી ગયા છે કે હિંમત અને ધીરજ, પ્રેમપૂર્ણ સ્વાર્પણ અને સર્જનશક્તિવાળા માણસો કોઈ એક જ ધર્મમાં થયા છે ને બીજામાં નથી થયા. દરેક મહાધર્મે તેના અનુયાયીઓના રાગદ્વેષના ઉછાળા, કામવાસનાના આવેગ, અને ક્રોધાવેશની અંધતાના ત્રિવિધ તાપ શમાવ્યા છે. બ્રહ્માંડની ઈશ્વરી યોજનામાં અણઘડમાં અણઘડ ધર્મને પણ સ્થાન હોય એમ ભાસે છે, કેમકે ભભકદાર ફૂલોની ઉત્પત્તિ તો કાદવવાળાં મૂળમાંથી જ થયેલી હોય છે. ઈશ્વરદર્શન પર જેમ જેમ વધારે ભાર મુકાતો જાય છે તેમ તેમ પરંપરાગત નિશ્ચિત ધર્મસિદ્ધાંતો ગૌણ મનાવા લાગ્યા છે. બુદ્ધિવાદ ભિન્ન ભિન્ન રૂપોવાળી વસ્તુઓને નોખા નોખી વહેંચી તેને જુદાં જુદાં ખાનાંમાં પૂરી રાખે છે ખરો; પણ ઉચ્ચતર અંતરદૃષ્ટિ વસ્તુઓના સ્વભાવગત ભેદો ઓળખી લે છે. અને તેમને સમગ્રની વિશાળ એકતામાં જોડી એકરૂપ કરવા મથે છે. ધર્મોના પરંપરાગત સિદ્ધાંતોને વિષે તો ધર્મ વિષેની અર્ધનિષ્ઠા ને અનિષ્ઠાવાળા લોકો જ ઝઘડે છે, સાચી ધર્મનિષ્ઠાવાળા લોકો ઝઘડતા નથી. અંગ્રેજ લેખક સ્વિફ્ટના ચાબખા જેવા તીખા શબ્દો વાપરીએ તો, "આપણામાં એકબીજાને ધિક્કારવા પૂરતી ધર્મનિષ્ઠા છે, પણ એકબીજાને ચાહવા પૂરતી નથી." આપણે જેમ વધારે ધર્મનિષ્ઠ બનતા જઈશું તેમ તેમ આપણામાં વિવિધતા ને વિભિન્નતાને વિષે વધારે ને વધારે સહિષ્ણુતા આવતી જશે.

## વ્યાખ્યાન ૩ જું

# હિંદુધર્મ : ૧

હિંદુધર્મની વ્યાવહારિક બાજુ તરફ આપણે વળીએ તે પહેલાં, હિંદુધર્મની નીતિવિષયક કલ્પનાઓની સામે જે મુખ્ય વાંધા ઉઠાવવામાં આવે છે તેમાંના કેટલાકનો ઉલ્લેખ કરી સ્પષ્ટીકરણ કરવું આવશ્યક છે. કેટલાક લોકો માને છે કે માયાવાદ જગતને મિથ્યા ગણે છે, અને તેથી સર્વ નૈતિક સંબંધો અર્થહીન બની જાય છે. નૈસર્ગિક જગત મિથ્યા અને માનવી ઇતિહાસ ભ્રમરૂપ છે એમ કહેવામાં આવે છે. પછી સમયનો અર્થ ક્યાં રહ્યો ને જીવનની કશી કિંમત ક્યાં રહી? આ માયાનો પાશ, જેમાં માનવજાતિ કંઇક કરતાં સપડાઈ ગઈ છે, તેમાંથી છૂટકો મેળવવો એ સર્વ પુરુષાર્થનું ધ્યેય છે.

વૈદિક વિચારકો જગતની હસ્તીને સાચી માનતા. જગતની હસ્તી સાપેક્ષ રીતે સાચી છે એમ ઉપનિષદમાં ભાર દઈને કહેલું છે. વાદ્ય અને તેના સૂર, મૃત્તિકા અને સુવર્ણ તથા મૃત્તિકાસુવર્ણની બનેલી ચીજોનાં દૃષ્ટાંતો આપીને બતાવવામાં આવ્યું છે કે જગતના પદાર્થોની ઉત્પત્તિ પરબ્રહ્મમાંથી થયેલી છે. યાજ્ઞવલ્ક્યે કહ્યું છે તેમ, જગતની દરેક વસ્તુ આત્મસાક્ષાત્કાર પ્રત્યે દોરી જનારી હોઈ કામની છે. શ્વેતાશ્વતર ઉપનિષદ જ્યારે કહે છે કે મહેશ્વર એ 'માયી' છે, ત્યારે તે એમ સૂચવે છે કે આ વિશ્વ એણે સરજેલું છે (**अस्मान्मायी सृजते विश्वमेतत्**). જેને ભ્રમમાં સપડાયેલાં મનની બહાર કશી હસ્તી નથી એવા આભાસોને પરમાત્માએ પેદા કર્યા છે, એવા

વિચારને ઉપનિષદો ટેકો આપતાં નથી. હિંદુઓનો મોટો ભાગ ઈશ્વરવાદની જે પ્રણાલીઓને માને છે તે માયાવાદને માનતી નથી. એ વાદ શંકરાચાર્ય માને છે, ને તેઓ હિંદુ તત્ત્વવિચારના ખરા પ્રતિનિધિ છે એમ ઘણી વાર માનવામાં આવે છે.

એ સાવ સાચું છે કે શંકર જગતને માયા માને છે, ને એમ માનવાના ટેકામાં અનેક કારણો આપે છે. ઇંદ્રિયો વડે જેનો અનુભવ થાય છે એ વિવિધતાવાળું, સ્થળ, કાળ અને કાર્યકારણના નિયમની મર્યાદાવાળું, જગત અપૂર્ણ છે, અધૂરું છે; અને તેના જે અનુભવો થાય છે તેની વચ્ચે પરસ્પર વિરોધ ને વિસંવાદ દેખાઈ આવે છે. એ વિરોધ ને વિસંવાદ જેના વડે શમી જાય એવું કોઈ તત્ત્વ આ સાન્ત અનિત્ય જગતમાં દેખાતું નથી. એ વિરોધ ને વિસંવાદ શમાવી જગતના સર્વ અનુભવોમાં કોઈક પ્રકારની એકતા શોધવાનો ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ કંઈક વિરોધ ને વિસંવાદ બાકી રહી જ જાય છે. એ હકીકત જ બતાવે છે કે સ્થળકાળની મર્યાદાવાળું આ પાર્થિવ જગત અપૂર્ણ અને આભાસરૂપ છે. વળી જે સત્ છે તે નિર્વિકાર — જેમાં કદી ફેરફાર ન થાય એવું, અને ત્રિકાલાબાધ — સદાકાળ ટકનારું હોવું જોઈએ. પાર્થિવ જગતની વસ્તુઓ સદાકાળ ટકતી નથી, તે પ્રતિક્ષણ નાશ પામે છે. लोके यदारब्धं तदनित्यम्. આ કલ્પનાનો આપણે આપણી દૃષ્ટિએ અર્થ ઘટાવીએ. જગતની કોઈ પણ વસ્તુ તેના ધ્યેયને પહોંચે એટલે તેનું જીવન સમાપ્ત થાય છે. જો ધ્યેયને કદી પહોંચી શકાય એમ ન હોય, આપણાં જીવન જો અપ્રાપ્ય વસ્તુને પહોંચવાના પ્રયત્નમાં ઘસાઈ જઈ એળે જવાનાં હોય, જો નિરંતર પ્રવાસ કરવો પડે ને મુકામે કદી પહોંચાય જ નહીં એવી સ્થિતિ હોય, તો સંસારની આખી ઘટમાળ અર્થહીન છે અને બધું જ મિથ્યા છે એવો જે પોકાર ઊઠ્યો છે તે યોગ્ય અને સાર્થક ઠરે છે. નિરવધિ

ગાયન જ ચાલ્યાં કરે એમ ન બની શકે; ગીતમાં સમાપ્તિ જેવી કંઈક વસ્તુ પણ હોવી જ જોઈએ. ઇતિહાસનો અવિરત પ્રવાહ—પાર્થિવ જન્મમરણની ઘટમાળ—એમાં જ જો આપણા સર્વ પુરુષાર્થની સમાપ્તિ ન હોય, અપ્રાપ્ય આદર્શની પાછળ સદાકાળ દોડ્યાં કરવાનું જ જો આપણે લલાટે લખાયું ન હોય, તો ઇતિહાસના વહેણમાં—જીવનમરણની ઘટમાળમાં—ક્યારેક તો સંપૂર્ણતા આપણને પ્રાપ્ત થવી જ જોઈએ. એમ થાય ત્યારે આપણે આપણા પાર્થિવ વ્યક્તિત્વને તરીને પાર જઈએ અને જીવનમરણના અથવા સંસારના આપણા ફેરા ટળી જાય. ઇતિહાસ એ એક પુરુષાર્થની સાધનારૂપ છે, અને આપણે તેના સાફલ્યની વધારે ને વધારે નજીક પહોંચતા જઈએ છીએ. મોક્ષ એ પ્રત્યેક વ્યક્તિના જીવનના ઉદ્દેશની કૃતાર્થતા છે. સંપૂર્ણતાની પ્રાપ્તિ થાય એટલે પાર્થિવ જીવનનો અંત આવે છે. એક વ્યક્તિ જ્યારે તેના જીવનોદ્દેશની પરિપૂર્તિ સાધે છે ત્યારે પૂર્ણપુરુષની પેઠે તેની દૃષ્ટિ વિશ્વવ્યાપી થાય છે, તે સર્વ ભૂતોને આત્મામાં ને સર્વ ભૂતોમાં આત્માને જુએ છે; છતાં તે પ્રવૃત્તિના મધ્યબિંદુરૂપે પોતાનું વ્યક્તિત્વ કાયમ રાખે છે. જ્યારે આખું વિશ્વ તેનું ધ્યેય સાધી તેને છેલ્લે મુકામે પહોંચે છે ત્યારે મુક્ત આત્માઓ પરબ્રહ્મની અખંડ શાંતિમાં વિલીન થઈ જાય છે. આ તારકગણથી ભરેલા જે બ્રહ્માંડમાં આપણી પૃથ્વી એક ટપકા જેવી તરે છે તે બ્રહ્માંડના વિનાશને માટે મૂગી પણ અચૂક રીતે જે પ્રચંડ શક્તિઓ કામ કરી રહી ભાસે છે, તે શક્તિઓ પોતાને સાચે મુકામે પહોંચશે જ. બ્રહ્માંડ આત્મવિનાશ દ્વારા પણ પોતાના જીવનધ્યેયની પરિપૂર્તિ સાધે છે. પણ ઇશ્વર તો સર્વશક્તિમાન છે, તેની શક્તિ અગાધ, અપ્રમેય છે, ને બ્રહ્માંડના વિનાશથી તેની સ્વતંત્રતા પર જરાયે મર્યાદા મુકાતી નથી. આ વિશ્વ પર પડદો પડશે ખરો; પણ

પછી બીજી લીલા, બીજી સૃષ્ટિ, બીજું નાટક કદાચ શરૂ થશે ને યુગો લગી ચાલશે.

કેટલાકને કદાચ એમ લાગે કે જગતનો આવી રીતે પ્રલય થાય તો આપણે જે પુરુષાર્થો કર્યા, સાહસો ખેડયાં, કષ્ટો વેઠયાં તે તો એળે જ જાય; અને તેથી તેઓ આપણી આગળ શાશ્વત સ્વર્ગ અથવા શાશ્વત નરકનો ચિતાર ખડો કરે છે. પણ આવી શાશ્વત અવસ્થાઓનો અર્થ તો થાય છે શાશ્વત નિષ્ક્રિયતા. હરબર્ટ સ્પેન્સરે કહ્યું છે તેમ, સંપૂર્ણતાથી અથવા તો વાતાવરણ જોડે સધાયેલા દેહના પૂરેપૂરા મેળથી જરા પણ ચસવું એનો અર્થ છે સડાની શરૂઆત. સંપૂર્ણતાની અવસ્થા એ નિતાંત નિષ્ક્રિયતા, અસ્પંદતા, મૃત્યુની સ્થિતિ છે. પૂર્વમાં તેમ જ પશ્ચિમમાં એવા વિચારકો છે જેઓ માને છે કે સ્વર્ગમાં એવી અનવરત પ્રવૃત્તિ ચાલે છે કે આપણે ઈશ્વરનાં સ્તુતિગાન ગાયાં જ કરીએ છીએ, અને ઈશ્વર અખૂટ ધીરજથી પોતાની સ્તુતિ સાંભળ્યાં કરે છે. મુક્તાત્માઓ — જીવન્મુક્તો — જો કંઈ પણ ઉપયોગી કામ કરતા હોય તો તે જગતના તરફડિયાં મારતા જીવોને મદદ કરવાનું. જે માણસો ઉદ્ધાર પામ્યા નથી ને તેથી જેમને મોક્ષના જ્ઞાનની જરૂર છે એવા માણસો જગતમાં પડ્યા છે ત્યાં લગી જીવન્મુક્તોને માટે કંઈક કામ કરવાનું પડેલું છે. પણ જગતનું ધ્યેય સિદ્ધ થઈ ચૂક્યું છે અને સર્વ વ્યક્તિઓ સંપૂર્ણતાને પામી છે એમ જો આપણે માનીએ તો કશું કરવાનું બાકી રહેતું નથી. એરિસ્ટોટલ કહે છે: "નિરવધિ કાળ જાય એને લીધે સારું તે વધારે સારું થવાનું નથી, સફેદ તે વધારે સફેદ થવાનું નથી." પીડા વિના પ્રસૂતિ થતી નથી, વ્યથા વિના સર્જન સંભવતું નથી; અને સર્વને સંપૂર્ણતા પ્રાપ્ત થાય એનો અર્થ એ કે સર્જનાત્મક પ્રવૃત્તિનો અંત આવ્યો. બ્રેડલી કહે છે કે "જે પૂર્ણ સત્ છે તે હાલતું નથી." પ્રવૃત્તિ એ જગતની ઐતિહાસિક

ક્રિયાનું લક્ષણ છે; અને સંપૂર્ણતા એ ઐતિહાસિક વસ્તુ નથી. તેનામાં કશી ન્યૂનતા નથી, અને તેથી તેમાં કશી પ્રવૃત્તિ સંભવતી નથી.

કેટલીક વાર એવી દલીલ કરવામાં આવે છે કે સંસારનો પ્રવાહ તો અનંત છે ને તેથી હમેશાં કંઈક કામ કરવાનું તો રહેશે જ. બીજા શબ્દોમાં કહીએ તો, એવો કાળ કદી નહીં આવે જ્યારે સર્વ વ્યક્તિઓ સંપૂર્ણતાની અવસ્થાએ પહોંચી હશે. પણ એ તો ઈશ્વરના ઉદ્દેશની વિફળતા થઈ. સંસારનો પ્રવાહ જ્યાં લગી ચાલુ છે ત્યાં લગી જીવન્મુક્તો તેમનાં વ્યક્તિત્વ કાયમ રાખવાના. તે તો તેઓ ત્યારે જ છોડે જ્યારે સર્વ જીવો મુક્તિ પામે.

શંકરના સિદ્ધાંતને માયાવાદ નામ આપવું બરાબર નથી. શંકર વિજ્ઞાનવાદીઓના સિદ્ધાંતનો અસ્વીકાર કરે છે, અને કહે છે કે વસ્તુઓનું અસ્તિત્વ કેવળ માણસની કલ્પનામાં જ હોય છે એવું નથી, તેમનું અસ્તિત્વ માણસની કલ્પનાથી સ્વતંત્રપણે પણ હોય છે. વસ્તુઓ જ્યારે આપણે તેમને જોઈએ ત્યારે પ્રાદુર્ભાવ પામે છે ને નથી જોતા ત્યારે લય પામે છે, એવો જે વાદ છે—જેને દૃષ્ટિસૃષ્ટિવાદ કહે છે—તેને તેઓ માનતા નથી. આપણે ખરેખાત વસ્તુઓને જોઈએ છીએ; કેવળ ઓળાઓની કલ્પના કરતા નથી. શંકર સ્વપ્ન અને જાગ્રદ-વસ્થાના અનુભવો વચ્ચે ભેદ પાડે છે, અને એને સેળભેળ કરવા સામે આપણને ચેતવે છે. જાગ્રદવસ્થામાં થયેલા અનુભવો બીજી કોઈ પણ અવસ્થાના અનુભવથી રદ થતા નથી. આપણા અનુભવની બાબતમાં શંકર યથાર્થવાદી છે. જગતની દૃશ્ય કે જ્ઞેય વસ્તુઓની માણસના મનના વિચાર ઉપર અસર થાય જ છે. અવિદ્યા વિષેનો શંકરનો સિદ્ધાંત પણ આ મતનું સમર્થન કરે છે. કેમકે અવિદ્યા એ કોઈ એક વ્યક્તિનો મત કે વિચાર નથી; તે મનુષ્યમાત્રના મનમાં પ્રવર્તે છે. અવિદ્યા એટલે જગતમાં

હસ્તી ધરાવતું ક્ષર, સાન્ત તત્ત્વ છે. એ આખા પાર્થિવ જગત (પૃથિવ્યાદિ પ્રપંચ)નું ઉત્પત્તિકારણ છે; તે ભૂતમાત્રને વિષે લાગુ પડે છે — સર્વસાધારણ છે. કોઈ એક વ્યક્તિના મોક્ષ યા નિર્વાણથી જગતનો નાશ થતો નથી, પણ તે વ્યક્તિની ખોટી દૃષ્ટિને સ્થાને સાચી મુકાય છે, અવિદ્યાનું સ્થાન વિદ્યા લે છે. મૃગજળનો ભ્રમ જ્યારે વૈજ્ઞાનિક જ્ઞાનથી દૂર થાય છે ત્યારે તે ભ્રમ તો અસ્તિત્વમાં રહે છે, પણ પછી તે આપણને લલચાવી શકતો નથી. એવી જ્ઞાનપ્રાપ્તિ થયે જગતના અસ્તિત્વનો ઇનકાર નથી કરવામાં આવતો, પણ તેનો નવેસર અર્થ કરવામાં આવે છે, તેના પ્રત્યે જોવાની દૃષ્ટિ બદલાઈ જાય છે.

શંકર માને છે કે દ્રષ્ટા અને દૃશ્ય, જ્ઞાતા અને જ્ઞેય વચ્ચે ન્યાયસિદ્ધાંત જે દ્વૈત માને છે એ તેની માન્યતા છેવટ લગી ટકે એવી નથી. એ દ્વૈતના મૂળમાં તો અદ્વૈત રહેલું જ છે. દ્રષ્ટા અને દૃશ્ય, જ્ઞાતા અને જ્ઞેય એ આત્માનાં જ રૂપો છે — आत्मन एव धर्माः। બ્રહ્મથી સ્વતંત્ર રીતે એમનું અસ્તિત્વ નથી. શંકરે બૃહદારણ્યક ઉપનિષદ ઉપરના ભાષ્યમાં કહ્યું છે: "જગતમાં ચેતન તેમ જ અચેતન એવાં સામાન્યો અને વિશેષો તો અનેક વર્તે છે. તેમનો ક્રમબદ્ધ રીતે એક મહાસામાન્યમાં — એટલે કે પ્રજ્ઞાનઘન બ્રહ્મમાં — અંતર્ભાવ થયેલો છે." ઈશ્વર અને જગત વચ્ચે અભેદ છે એમ શંકર નથી કહેતા; પણ કહે છે કે જગતનું ઈશ્વરથી સ્વતંત્ર એવું અસ્તિત્વ નથી. ટીકાકાર કહે છે: "જગત બ્રહ્મથી અભિન્ન નથી; માત્ર જગતને તેના મૂળ કારણથી પૃથક્ એવું અસ્તિત્વ નથી." જગતના દૃશ્ય અથવા જ્ઞેય વિષયો અસ્તિત્વ ધરાવતા નથી એમ શંકર જ્યારે કહે છે, ત્યારે એ ઇનકારને મર્યાદિત કરવા સારુ 'મૂળ કારણથી સ્વતંત્ર એવું' અથવા 'બ્રહ્મથી વ્યતિરિક્ત એવું' એવાં કંઈક વિશેષણો વાપરે છે.

અક્ષર બ્રહ્મના ગર્ભમાંથી ક્ષર જગત કેવી રીતે નિર્માણ થયું એ સવાલ આપણે ઉઠાવીએ, તો શંકર કહે છે કે એ અકળ ને ગૂઢ વસ્તુ છે, અનિર્વચનીય છે, માયા છે. અક્ષર બ્રહ્મ હસ્તીમાં છે એ આપણે જાણીએ છીએ; ક્ષર જગત હસ્તીમાં છે એ પણ જાણીએ છીએ, ક્ષર જગત અક્ષર બ્રહ્મમાં પ્રતિષ્ઠિત છે એ પણ જાણીએ છીએ. પણ તે કેવી રીતે બન્યું છે એ આપણે જાણી શકતા નથી. ઈશ્વરે જગત સરજ્યું એવો સિદ્ધાંત ટકી શકે એવો નથી; કેમકે તે સિદ્ધાંત એમ માની લે છે કે ઈશ્વર કેટલોક સમય એકલો હતો, અને પછી એકાએક તેને થયું કે મારે કોઈ સોબતી જોઈએ, ને તેથી તેણે જગત સરજ્યું. પરિણામવાદનો સિદ્ધાંત એથી વધારે સંતોષજનક નથી, કેમકે ક્ષર અથવા સાન્ત પદાર્થ અક્ષર અથવા અનન્તનો આવિષ્કાર કેવી રીતે કરી શકે એ સમજવું મુશ્કેલ છે. ઈશ્વર જગતનું રૂપ ધારણ કરે છે એમ જો કહીએ તો સવાલ એ ઊઠે છે કે એ રૂપાંતર આખા ઈશ્વરનું થાય છે કે માત્ર ઈશ્વરના એક અંશનું? આખા ઈશ્વરનું પરિવર્તન જગતના રૂપમાં થતું હોય તો જગતથી પર કોઈ ઈશ્વર જ રહેતો નથી, અને આપણે દેવદેવીઓની હીન પૂજામાં જઈ પડીએ છીએ. જો ઈશ્વરના એક અંશનું જ પરિવર્તન જગતરૂપે થતું હોય તો તેનો અર્થ એ છે કે ઈશ્વરના ભાગલા પડી શકે છે. આપણે ઈશ્વરના એક અંશને ઉપર ને બીજા અંશને નીચે રાખી નથી શકતા. એ તો કૂકડીના અર્ધા ભાગને રાંધવા માટે લેવો ને બીજા અર્ધાને ઈંડાં મૂકવા માટે રહેવા દેવો એના જેવું થાય. શંકર માને છે કે ઈશ્વર અને જગત વચ્ચેના સંબંધનું તર્કની ભાષામાં વર્ણન કરવું શક્ય નથી. તે આપણને ઈશ્વર અને જગત એ બંને છેડાને મજબૂત પકડી રાખવાનું કહે છે. એ છેડા ક્યાં મળે છે એ આપણે ન શોધી શકીએ તો એની પરવા નથી.

ભારતવર્ષમાં તેમ જ યુરોપમાં તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ એ ઈશ્વર અને જગતના સંબંધની ગૂઢ સમસ્યા ઉકેલવાની માનવી મનની અશક્તિનું એક લાંબું દૃષ્ટાંત છે. મોટામાં મોટા વિચારકો એ છે જેઓ એ ગૂઢતા કબૂલ કરે છે, અને એમ માનીને આશ્વાસન લે છે કે મનુષ્યનું મન કંઈ સર્વજ્ઞ નથી. પૂર્વમાં શંકર અને પશ્ચિમમાં બ્રેડલી આવી અજ્ઞેયતા માને છે, ને એમાં શાણપણ છે. આપણી આગળ અનેક ભેદો ને વિવિધતાઓવાળું જગત પડેલું છે. તે સ્વયંપૂર્ણ નથી. તે બીજા કશાક ઉપર — એટલે કે બ્રહ્મ ઉપર — અવલંબેલું છે. એ બે વચ્ચેનો સંબંધ કેવો છે એ અણઉકલ્યો કોયડો છે. 'પોતે સરજેલી સર્વ વસ્તુઓ ઈશ્વરે જોઈ ને તેને તે બહુ સારી લાગી,' એ વચનમાં રહેલી કલ્પના આ પ્રશ્નનો ઉકેલ આપતી નથી. તે માની લે છે કે આ સૃષ્ટિ 'બહુ સારી' હોવા વિષે આપણને શંકા છે. પ્રકૃતિમાં રહેલી ક્રૂરતાઓ ભલા ઈશ્વરની સરજેલી હોય એમ ન માની શકાવાથી, પ્લેટોએ કહ્યું કે પ્રકૃતિ ઈશ્વરના કબ્જામાં ન રહેતાં મનસ્વી બની તેથી ઈશ્વરની ભલાઈ કંઈક અંશે નકામી થઈ પડી. 'નોસ્ટીક' સંપ્રદાયવાળા એમ કહેવા માગતા હતા કે સૃષ્ટિ શેતાને સરજી છે, ને તેના પાપપંકમાંથી ઉદ્ધાર કરવાને ઈશ્વર મથી રહ્યો છે. આમાંથી ઑગસ્ટાઈને એવો સિદ્ધાંત તારવ્યો કે જગત 'સર્વાંશે પાપમય' છે ને માણસે તેમાંથી છૂટી જવું જોઈએ. કેટલાકો ઈશ્વર સર્વશક્તિમાન હોવાની કલ્પનાને તોયે વળગી રહ્યા હતા; તેમણે કહ્યું કે શેતાનનો સરજનારો પણ ઈશ્વર જ છે. એમ કહેવામાં ઈશ્વરની સ્તુતિ થઈ કે નિંદા કોણ જાણે. લિબનીઝે એવી દલીલ કરી છે કે આ સૃષ્ટિ ભલે ગમે તેટલી ખામીઓવાળી હોય, તોપણ એના કરતાં સારી સૃષ્ટિ આપણને મળી શકવાની નથી; પણ આ વિચારમાં ઈશ્વરની શક્તિને વિષે અનાસ્થા ને ટીકા રહેલી છે. હેગલ

એ નથી સમજાવી શકતો કે જે પૂર્ણ છે તેમાં ન્યૂનતા આવીને તે અપૂર્ણ કેમ બન્યું? બર્ગસન જગતમાં રહેલા જડ અને ચેતન વચ્ચેના સંઘર્ષ પર ભાર મૂકે છે, અને માને છે કે એ બે વસ્તુઓ એક જ આદિચેતનનાં સવળું ને અવળું એવાં બે પાસાં છે. પણ એ આદિતત્ત્વમાંથી બે વૃત્તિપ્રવાહો કેમ ઉદ્ભવ્યા એનો ખુલાસો તે કરી શકતા નથી. બ્રૅડલી એવા નિર્ણય પર આવે છે કે બ્રહ્મનું રૂપ દ્વિવિધ—તાત્ત્વિક અને વ્યાવહારિક—છે. પણ એક બ્રહ્મમાંથી બે જુદાં રૂપ કેમ ઉદ્ભવ્યાં એનું ફિલસૂફી સ્વીકારે એવું કારણ તે બતાવી શકતા નથી. જો આ આંશિક રૂપો જ અંતિમ સત્ય હોય તો પછી બ્રહ્મ જેવું કંઈ રહેતું નથી; અને રહેતું હોય તોપણ તે એક પ્રકારના નિસ્તેજ બ્રહ્મ જેવું ભાસે છે.

આ સ્થિતિમાં શાણા થઈને અજ્ઞેયવાદની ભાવના સેવવી એ વધારે ઉચિત છે. પણ માણસનું તાર્કિક મન હાર કબૂલ કરવાને તૈયાર નથી. પરબ્રહ્મ અપ્રમેય ને અનિર્વચનીય છે અને આ સૃષ્ટિ તેને આધારે કોઈક રીતે લટકી રહી છે, એવો વિચાર સેવીને તે સંતોષ માની શકતું નથી. તે બ્રહ્મનું અમુક સ્થૂલ રૂપ કલ્પે છે, અને જગત એ સ્થૂલ રૂપનો આવિષ્કાર છે એમ માને છે (જેમકે કરોળિયો ને તેનું જાળું). માનવી મનની નિર્બળતા જોઈ શંકર આ રૂપકો ચાલવા દે છે. ઈશ્વરની પૂર્ણતા છલકાઈ જઈને જગતમાં રેલાય છે. જગત એ પરમ કલાધર એવા ઈશ્વરની છલકાઈ જતી વધારાની શક્તિની રેલછેલમાંથી ચાલેલો પ્રવાહ છે. જગતના સર્જનની કળામાં જે બુદ્ધિવૈભવ, સ્વેચ્છાવિહાર અને સ્વયંસ્ફૂર્તિનો આનંદ છે તે જગતને ઈશ્વરની લીલા કે રમત માનવાથી વ્યક્ત થાય છે. આપણે ઈશ્વરને જગન્નાથરૂપ એક વ્યક્તિ માનીએ છીએ, અને એનામાં પોતાના સ્વરૂપનો આવિષ્કાર કરવાની ને પોતાના પાવકની જ્યોતિમાંથી અગણિત સ્ફુલિંગો પેદા કરવાની શક્તિ

છે એમ કલ્પીએ છીએ. નિષ્ક્રિય, નિષ્ફળ પૂર્ણતા એ અકલ્પ્ય વસ્તુ છે. ઈશ્વરે કરેલા આત્મસ્વરૂપના આવિષ્કારનો આ સિદ્ધાંત પણ માયા કહેવાય છે. જે પાર્થિવ જગત સાથેના ઘર્ષણ પ્રતિઘર્ષણ વડે બ્રહ્મ પોતાના સ્વરૂપને પ્રગટ કરી શકે છે તે પાર્થિવ જગતને પણ માયા કહેવામાં આવે છે. પણ આ પ્રયત્નો એ ઈશ્વરના જગત સાથેના સંબંધનું રૂપ સમજવાને માણસે પેદા કરેલી કેવળ કરામતો છે.

એ ગમે તેમ હો, તત્ત્વજ્ઞાનના કોઈ પણ વાદે કદી એમ તો કહ્યું નથી કે જીવન એ સ્વપ્નું છે ને માણસના અનુભવની સર્વ ઘટનાઓ ભ્રમરૂપ છે. શંકરના બે ત્રણ પાછળના અનુયાયીઓ આ વાદનું પ્રતિપાદન કરે છે ખરા, પણ એ હિંદુ તત્ત્વજ્ઞાનના મુખ્ય પ્રવાહના પ્રતિનિધિ છે એમ ન કહી શકાય.

નીતિવિષયક હિંદુ સિદ્ધાંતો સામેનો તે પછીનો વાંધો લેનારા છેક સામે છેડે જઈને બેસે છે. તેઓ કહે છે કે હિંદુઓના નીતિને લગતા નિયમો નિરર્થક છે કેમકે જગત બ્રહ્મરૂપ છે. જે કંઈ છે તે બધું બ્રહ્મરૂપ છે, અને ખીસાકાતરુ તથા ખોટી સાક્ષી પૂરનારની પવિત્ર પ્રવૃત્તિઓમાં વિક્ષેપ કરવાનું આપણને કંઈ જ કારણ નથી. હિંદુ તત્ત્વજ્ઞાનના સર્વ સંપ્રદાયો એટલું તો માને છે કે જગતમાં સર્વત્ર ઈશ્વરનો વાસ છે — આખું જગત ઈશ્વરે વ્યાપેલું છે. ટીકાકાર એ સિદ્ધાંતને તોડી પાડવા પૂછે છે: પિકેડિલી સર્કસ એ ઈશ્વર છે શું? હાઈડ પાર્કનો ખૂણો એ ઈશ્વર છે શું? ઈશ્વર જગતની બહાર દૂર દૂર, જગતથી અળગો ને અલિપ્ત વસે છે, એવી ઈશ્વર વિષેની જે નરી ભાવહીન, તાર્કિક કલ્પના છે તેની સામે હિંદુ તત્ત્વજ્ઞાન બળવો કરે છે. જગતનો નૈસર્ગિક નિયમ એ ઈશ્વરના પરમ ઉદ્દેશનો જ અમલ છે. નિસર્ગની એકરૂપતા, બ્રહ્માંડની સુવ્યવસ્થા, વિકાસનો સતત પ્રગતિ ને ઊર્ધ્વગતિ કરનારો

પ્રવાહ, એ બધાં આત્મહીન યંત્રના અચેતન ધબકારા નથી, પણ એક સર્વજ્ઞ જગન્નિયંતાનું ચિદ્દઘન — ચેતનમય — મન છે. જગતમાં સર્વત્ર ઈશ્વરનો વાસ છે એનો અર્થ એ નથી કે ઈશ્વર અને જગત વચ્ચે અભેદ છે. ઈશ્વર અને જગતને અભિન્ન માનનારની કલ્પના પ્રમાણે તો ઈશ્વર જગતની એકેએક વસ્તુ સાથે એવો ઓતપ્રોત ને તદ્રૂપ છે કે આપણે આંખ ઉઘાડતાંવેંત એમાં ઈશ્વરને ભાળી શકીએ, એટલું જ નહીં પણ સકળ જગત લઈએ તો તે ઉપરાંત ઈશ્વરનો કંઈ અંશ બાકી ન રહે; વળી ઈશ્વર આપણી નજર સામે પથરાયેલો પડ્યો છે; અને જગત એ ઈશ્વરનો કેવળ આવિષ્કાર નથી, પણ પૂર્ણ આવિષ્કાર છે. આ મતથી ઊલટું હિંદુધર્મ કાળજીપૂર્વક ભાર દઈને કહે છે કે ઈશ્વર આ જગતમાં તો છે પણ તે ઉપરાંત તેની પાર પણ છે. "તે જગતનું વહન કરે છે ખરો. પણ જગતમાં સમાઈ જતો નથી." भूतभृन्न च भूतस्थः । જગત ઈશ્વરમાં સમાયેલું છે, ઈશ્વર જગતમાં સમાયેલો નથી. વિશ્વમાં આપણે માનવી વ્યક્તિઓનું પૃથક્ પૃથક્ અસ્તિત્વ જોઈએ છીએ. વ્યક્તિઓમાં દૈવી જ્યોત ભલે ધીમા બળે કે જોરમાં, એ તણખા જે મહાપાવકમાંથી નીકળ્યા છે તેના કરતાં નોખા તો છે જ.

હિંદુ તત્ત્વજ્ઞાન એટલું કબૂલ કરે છે ખરું કે ઈશ્વર જગતમાં સર્વત્ર વસે છે એ હકીકતમાં ન્યૂનાધિકતાની ચડતી ઊતરતી શ્રેણીઓ છે. ઈશ્વરી જ્યોતિથી પ્રકાશિત ન હોય એવું જગતમાં કંઈ જ નથી એ ખરું, પણ ઈશ્વરનો આવિષ્કાર જડ કરતાં ચેતનમાં, સંજ્ઞાહીન કરતાં સંજ્ઞાવાનમાં, પશુપંખી કરતાં મનુષ્યમાં, બૂરા માણસ કરતાં ભલા માણસમાં વધારે અંશે થયેલો હોય છે. પણ જગતની હીનમાં હીન વસ્તુ પણ સર્વાંશે ઈશ્વરહીન હોઈ નરકાગ્નિમાં ફેંકી દેવાને જ લાયક છે એમ ન કહી શકાય. ઈશ્વર અંતર્યામી છે અને જગતમાં

ઈશ્વરની નજર ચૂકવીને નાસી જવાનો અવકાશ જ નથી એમ હિંદુધર્મ માને છે ખરો; પણ તે એમ નથી કહેતો કે જગતમાં જે કંઈ જે રૂપમાં આજે જોવામાં આવે છે તે રૂપમાં ઈશ્વર છે. પિકેડિલી એ ઈશ્વર નથી, જોકે પિકેડિલી પણ ઈશ્વરની ઇચ્છા વિના હસ્તી ધરાવી નથી શકતું. બૂરામાં બૂરા માણસમાં પણ ઈશ્વરની હસ્તી છે; નઠારામાં નઠારા પાપીની નીચે ઈશ્વરના સર્વગ્રાહી હાથ ફેલાયેલા છે. કોઈ પણ માણસ ખરેખર એવું નથી જેને વિશે કશી આશા રાખી જ ન શકાય. જેમ દરેક સંતને પોતાનો ઉજ્જવળ ભૂતકાળ હતો તેમ દરેક પાપીને પોતાનો ભવિષ્યકાળ ઉજ્જવળ બનાવવાની તક પડેલી જ છે. કોઈ પણ માણસ પોતે કલ્પતો હોય એટલો ભલો કે બૂરો નથી હોતો. શરાબ વેચનાર કલાલો અને પાપીઓનાં હૃદયમાં સૂતેલા અંતર્યામીને ઢંઢોળીને જગાડવો એ કામ જગતના મહાત્માઓએ પોતાને માથે લીધેલું હોય છે.

નીતિ અને સદાચારના સર્વ સિદ્ધાંતોનો પાયો સામાન્યપણે એ મનાય છે કે માણસને સ્વેચ્છાસ્વીકારની છૂટ હોય. પણ એ છૂટ કર્મના સિદ્ધાંતે છીનવી લીધેલી છે એમ કેટલીક વાર કહેવામાં આવે છે. ટીકાકારો કર્મના નિયમનો એવો અર્થ કરે છે ખરા, પણ ખરી રીતે જોઈએ તો એ નિયમ માણસની સાચી સ્વતંત્રતામાં અંતરાયરૂપ નથી થતો. એ તો વિજ્ઞાનનો એક સિદ્ધાંત છે; અને જગતમાં જાદુની કરામતો ચાલી શકે છે અથવા તો જગતની શક્તિઓને આપણે મરજી ફાવે તેમ વીંઝી શકીએ છીએ એવી માન્યતાનું તે નિરસન કરે છે. નિસર્ગનો પ્રવાહ તેની પાછળ લપાઈ રહેલાં માનવદેહધારી દેવદેવીઓના રાગદ્વેષ અનુસાર નથી ચાલતો, પણ અવિચળ નિયમો પ્રમાણે ચાલે છે. આકાશમાં સૂર્ય જો દહાડે અને અને ચંદ્ર રાતે પોતાની યાત્રા કરતા હોય, મૂક ઋતુચક્ર પૃથ્વી પર શીળોતડકો નાંખતું ચાલતું હોય, તો તેનું કારણ એ છે કે

તેમની ગતિનું નિયમન તે સર્વના કરતાં ઉચ્ચતર એવી એક શક્તિ કરે છે. બૃહદારણ્યક ઉપનિષદમાં યાજ્ઞવલ્ક્યે કહ્યું છે: "હે ગાર્ગી, આ અક્ષરના શાસનથી સૂર્ય અને ચંદ્ર જુદા રહે છે, આકાશ અને પૃથ્વી જુદાં રહે છે, ક્ષણો, ઘડીઓ, દિવસ, રાત, પખવાડિયાં, મહિના, ઋતુઓ અને વરસો જુદાં જુદાં રહે છે. હે ગાર્ગી, એ અક્ષરના શાસનથી શ્વેત પર્વતોમાંથી કેટલીક નદીઓ પૂર્વ દિશાએ, કેટલીક પશ્ચિમ દિશાએ, અને કેટલીક બીજી દિશાઓમાં વહે છે."* જ્યાં જુઓ ત્યાં અવિચળ નિયમ અનુસાર નિસર્ગની કૂચ ચાલી રહી છે. બ્રહ્માંડના અણુએ અણુ નિસર્ગના નિયમોને વશ વર્તીને ચાલે છે.

કર્મનો સિદ્ધાંત બાહ્ય પ્રકૃતિમાં જ નહિ પણ અંતઃકરણ અને નીતિના ક્ષેત્રમાં પણ નિયમનું પ્રભુત્વ સ્વીકારે છે. ઋત (કર્મનો નિયમ) નિસર્ગમાં તેમ જ મનુષ્યસમાજમાં સરખી રીતે પ્રગટ થાય છે. આપણે પ્રતિક્ષણ આપણાં ચારિત્ર ઘડીએ છીએ ને આપણાં ભાવિનું નિર્માણ કરીએ છીએ. "આમાં આરંભનો નાશ નથી, વિપરીત પરિણામ આવતું નથી. આ ધર્મનું યત્કિંચિત્ પાલન પણ મહાભયમાંથી ઉગારી લે છે."× આપણે જે વસ્તુ પ્રાપ્ત કરવાનો મનોરથ ઘડ્યો છે તે વસ્તુ આપણા દેહના નાશ સાથે નાશ પામવાની નથી. એ હકીકત જીવનમાં અનંતત્વનું ભાન સદૈવ જાગૃત રાખે છે ને જીવનને ઉન્નત કરે છે.

જે કાળે માણસો ઈશ્વરનું નામ લઈને શેતાનનું કામ કરતા હતા અને એ બધું ઈશ્વરેચ્છા અનુસાર થાય છે એમ માનીને આશ્વાસન લેતા હતા તે કાળે કર્મના સિદ્ધાંતે બેધડકપણે બહાર દઈને કહ્યું કે નીતિનો નિયમ એ જ સર્વશ્રેષ્ઠ ને

---

* બૃહ૦ ઉપ૦ ૩–૮–૯.

× ભગવદ્‌ગીતા ૨–૪૦

સર્વોપરી છે, અને ઈશ્વર અને તેના નિયમનું સામ્રાજ્ય વચ્ચે અભેદ છે. જે કંઈ છે તે નિયમરૂપ છે, છતાં તે ઈશ્વરરૂપ છે. કર્મનો સિદ્ધાંત એ એક યાંત્રિક નિયમ નથી, આધ્યાત્મિક આવશ્યકતા છે. તે ઈશ્વરનાં મન અને ઇચ્છ મૂર્ત રૂપ છે. ઈશ્વર કર્માધ્યક્ષ છે — કર્મના નિયમની દેખ રાખનાર છે. ન્યાય એ ઈશ્વરનો એક ગુણ છે. મનુ પ્રત્યેક કામ, પ્રત્યેક વિચાર ન્યાયનાં અદૃશ્ય પણ સર્વ ત્રાજવાંમાં તોળાય છે. કયામતનો દિવસ દૂરના ભવિષ્ નથી, પણ હાજરાહજૂર છે, ને એમાંથી કોઈ છટકી શક નથી. ઈશ્વરી નિયમોમાંથી છટકવું અશક્ય છે. એ નિ બહારથી ઠોકી બેસાડેલા નથી હોતા, પણ આપણા સ્વભ તાણાવાણાની પેઠે વણાઈ ગયેલા હોય છે. પાપ એ ઈશ્વ અનાદર છે તેના કરતાં અધિક અંતર્યામી આત્માની અવગ છે; કાયદાનું ઉલ્લંઘન છે તેના કરતાં વધારે અંતરાત્મા દગો છે. આપણે આપણો આખો ભૂતકાળ સાથે લ ફરીએ છીએ. એ કદી ધોઈ કે ભૂસી ન શકાય વજ્રલેખ હોય છે. તેને નથી કાળ ભેંસી શકતો કે નથી ભૂસી શકતું.

આ યોજનામાં પશ્ચાત્તાપ અને તેના પરિણામરૂપ ક્ષ અવકાશ છે ખરો. કર્મના સિદ્ધાંત પર આસ્થા રાખ સદાચારી ધાર્મિક જીવન, પ્રાર્થના ને પૂજા એ બધું અ થઈ જાય છે, એમ કહેનારો ટીકાકાર એ સિદ્ધાંતને યથાર્થ સમજ્યો જ નથી. એના અભિપ્રાય પ્રમાણે તો ઈશ્વરે પોત નિયમને રાજ્યસૂત્ર સોંપી દઈ ગાદીનો ત્યાગ કર્યો છે; ઈશ્વરની પ્રાર્થના કરવી એ વાવાઝોડા પાસે બળની મા કરવી કે ધરતીકંપ પાસે આપણાં પાપની ક્ષમાની યાચના ક એના જેવું નિરર્થક છે. બેશક હિંદુઓ એમ નથી મા કે પ્રાર્થના એક પ્રકારનું કલ્પવૃક્ષ કે કામધેનુ છે ને

પાસે જે માગીએ તે મળી રહે છે. ઈશ્વર એ સૂર્યને તેને માર્ગે જતો રોકનાર ને બંદૂકની ગોળીને હવામાં સણસણાટ જતી અટકાવનાર જાદુગર નથી. પણ એનો નીતિનિયમ અટળપણે કામ કરે છે એમાં જ એનાં સત્ય ને અવિચળતા, એનાં કરુણા ને ન્યાય પ્રગટ થાય છે. ઈશ્વરનો ન્યાય હળવો થાય એમાં એની ક્ષમા નથી. પણ એ ન્યાયનો અચૂક અમલ થાય છે એમાં જ એની ક્ષમા પ્રગટ થાય છે. આપણે નીતિનિયમના અવિચળપણા વિષે અડગ ને અણનમ એવી કડકાઈથી આગ્રહ રાખીએ, અને છતાં પાપની ક્ષમા મળી શકે છે એમ માનીએ, એ બે વસ્તુ પરસ્પર વિરોધી નથી. જે નિયમોનું સામ્રાજ્ય બાકીના વિશ્વ પર ચાલે છે તેને મળતા નિયમો જ આત્મવિકાસ ને આત્માનુભવના ક્ષેત્રમાં અમલ ચલાવે છે. આપણે જો શરીરને પાપકર્મમાં વાપરીશું તો તેના પરિપાકરૂપે ભ્રષ્ટતા જ પ્રાપ્ત થશે. ભ્રષ્ટ શરીરને માટે સજા ક્ષીણ બુદ્ધિ ને કલુષિત આત્માના રૂપમાં મળે છે. આપણે જો નૈતિક ને આધ્યાત્મિક પ્રકાશ તરફ આંખ મીંચીને ઇરાદાપૂર્વક પાપગર્તમાં પડીશું, તો એટલી ખાતરી રાખજો કે ઈશ્વરની દુનિયામાં આપણે જ્યાં હોઈશું ત્યાં પાપ આપણને પકડી પાડશે, અને આપણાં હઠીલાં અંધાપો આપણને લઈ જઈને ખાડામાં નાંખશે. માણસે સ્વકર્મથી જે કમાણી કરી હોય તે તેને આપવાની ન્યાયી ઈશ્વરથી ના પડાય નહીં. પારકાની પાસે આપણાં પાપનું પ્રાયશ્ચિત્ત કરવા જપતપ કરાવીએ તેથી કંઈ આપણાં કરેલાં પાપ ધોવાય નહીં. પોતાના પાપનો પુંજ પોતે જ વહે છૂટકો. એકનું પાપ બીજો પોતાને માથે લઈ ન શકે. આત્મજયમાં જે ક્લેશ, જે તપ, જે કષ્ટ રહ્યાં છે તે સહીને જ પાપનું પ્રક્ષાલન કરી શકાય. ઈશ્વરને લાંચ આપીને ખરીદી ન શકાય, ને પાપનું ફળ ભોગવવામાંથી હજાર ઉપાય કર્યે છૂટી ન શકાય.

દરેક માણસ કેવા વાતાવરણમાં જન્મેલો છે, તેના આનુવંશિક સંસ્કારો કેવા છે તે કર્મનો સિદ્ધાંત લક્ષમાં લે છે. માણસ પોતાનો ભૂતકાળ બદલી નથી શકતો, પણ ભવિષ્યકાળ પોતાની મરજી પ્રમાણે ઘડવાની છૂટ તેને છે જ. માણસના હૃદયમાં રહેલો અંતર્યામી તેને તેના સ્વભાવની મર્યાદામાં રહીને વર્તવાની સ્વતંત્રતા આપે જ છે. મનુષ્ય એ કેવળ ઊર્મિઓના બળ વડે ચાલતું યંત્ર નથી. વાસનાઓ, કામવિકારો આદિ જે સ્વયંસ્ફુરિત શક્તિઓ તેને ગુલામ બનાવવા મથતી હોય તેમના પર તેના અંતરમાં રહેલો આત્મા વિજય મેળવી શકે છે. ગીતા આપણને કહે છે કે આત્માથી આત્માનો ઉદ્ધાર કરો. આપણને જે કંઈ સામગ્રી ઈશ્વર તરફથી જન્મતઃ મળેલી હોય તેનો આપણે આપણા આદર્શોની સિદ્ધિ માટે ઉપયોગ કરી શકીએ એમ છીએ. જિંદગીની બાજીમાં પાનાં આપણને મળેલાં હોય છે. આપણે તે પસંદ કરીને લેતા નથી. એ આપણને આપણા સંચિત કર્મ અનુસાર મળે છે એમ કહેવાય છે. પણ આપણે હાથમાં આવેલાં પાનાંને આપણી મરજી અનુસાર રમી શકીએ છીએ. અને જેમ જેમ રમીએ તેમ તેમ જીતતા કે હારતા જઈએ છીએ. એમાં આપણને મનમાની સ્વતંત્રતા છે.

કોઈ પણ વ્યક્તિ કેવી નીવડશે એનો વર્તારો અગાઉથી કરી શકાય નહીં; જોકે એ બાબતમાં અનિયમનું, સ્વૈરાચારનું સામ્રાજ્ય નથી. વ્યક્તિનાં કર્મો જેટલે અંશે ટેવના બળથી થતાં હોય, એટલે કે જેટલે અંશે તે યાંત્રિક હોય અને સ્વેચ્છાપૂર્વક કરેલાં ન હોય તેટલે અંશે આપણે તેને વિષે વર્તારો આપી શકીએ છીએ. પણ સ્વેચ્છા એટલે કંઈ સ્વચ્છંદ નથી. માણસ બેફામ રીતે, આસપાસના સંજોગો ને માણસોની પરવા કર્યા વિના, ને કાર્યકારણના નિયમને લેખામાં લીધા વિના વર્તી શકે એવી સ્વેચ્છા તેને ઈશ્વરે આપી છે એમ

માની શકાતું નથી; પણ એ સ્વેચ્છા કેવા પ્રકારની છે તેનું પૃથક્કરણ કરવાનો પ્રયત્ન સફળ થતો નથી. કેટલાક માને છે કે કાર્યકારણના સામાન્ય વહેણની સાથે એને કશો સંબંધ નથી, ને તે અવ્યવસ્થિત ને વાંકીચૂકી ચાલે છે. માણસનાં કર્મોની દિશા જો આવી સ્વેચ્છાથી નક્કી થતી હોય તો માણસને સજા કરવાનો અથવા તેના ચારિત્રની કેળવણીનો કશો અર્થ રહેતો નથી. પોતાને મળેલી શક્તિ, સંસ્કાર ઇત્યાદિ સામગ્રીને પોતાના જ્ઞાન અનુસાર વાપરવાની છૂટ કર્મનો સિદ્ધાંત આપે છે. કુદરતમાં, પોતાના મનમાં, અને સમાજમાં જે વસ્તુઓ એકધારા નિયમ અનુસાર ચાલતી હોય તેના પર માણસ અંકુશ રાખી શકે છે. આમ આ સિદ્ધાંત અનુસાર માણસને સાચી બુદ્ધિગમ્ય સ્વતંત્રતા મળે છે. પણ જગતમાં આ વિષયમાં કશો નિયમ કે કાયદો જ નથી ને બધું કામ યદૃચ્છાએ જ ચાલે છે, એમ જો માનીએ તો તેમાંથી ખોટો દૈવવાદ પેદા થાય, ને માણસો નસીબ પર આધાર રાખીને બેસી રહે.

જગતમાં એકેએક વિગત ઈશ્વરે અગાઉથી નક્કી કરી રાખેલી હોય છે એવું નથી. વિધાતાએ જગતને માટે એક યોજના રચી રાખી છે ને તે જ પ્રગટ થતી જાય છે, નવું કશું થતું જ નથી, એવું નથી. ઈશ્વરમાં અનંત અમર્યાદ એવું સર્વજ્ઞપણું નથી જ, કેમકે આપણે તેના સહકારીઓ છીએ. ઈશ્વર ક્યાંક આપણી ઉપર ને આપણે પાર ન પામી શકીએ એવી જગાએ નથી; તે આપણી અંદર પણ છે. આપણા એ અંતઃસ્થ, અંતર્યામી ઈશ્વરનો જો ઉપયોગ કરવામાં આવે તો તે આકસ્મિક અણધાર્યા હૃદયપલટા પણ કરાવી શકે છે. નિસર્ગના વિકાસક્રમમાં જે કંઈ નવી ચીજ પેદા થાય છે તે જૂની કોઈ ચીજમાંથી જ વિકાર પામીને થાય એવો સામાન્ય નિયમ છે; નવી કોઈ ચીજની ઉત્પત્તિ થતી નથી, જૂનીનાં નવાં નવાં રૂપાંતરો જ થયાં કરે છે. આ

સામાન્ય નિયમ છે ખરો; પણ એક ચીજનો વિકાસ થતાં સાવ નવી જ ચીજ પેદા થવી અશક્ય નથી. કેમકે પરબ્રહ્મ એ યાંત્રિક ઘટમાળ નથી પણ સક્રિય, ચેતનમય ને વિકાસક્ષમ શક્તિ છે.

કર્મનો સિદ્ધાંત પાપીના મનમાં એટલો ઉત્સાહ પ્રેરે છે કે પાપાચરણ બંધ કરવાને ને પુણ્યને પંથે વળવામાં કદી વેળા વહી જતી નથી. જાગ્યા ત્યાંથી સવાર. નિરાશા ને દુઃખ, પાપ ને સંકટની સામે આશાના દરવાજા કદી બંધ થતા નથી એમ કર્મનો સિદ્ધાંત પોકારીને કહે છે. તે આપણને પાપી પ્રત્યે ઉદારભાવે વર્તવા સમજાવે છે, કેમકે માણસો ઘણી વાર દુરાત્મા હોય છે એના કરતાં વધારે દુર્બળ મનના હોય છે. માણસનું હૃદય દુષ્ટતા ને પાપાચારમાં જ રાચે છે, અને તેને પુણ્ય કરતાં પાપ જ વધારે રુચે છે, સ્વર્ગના સીધા ચડાણ કરતાં નરકનો સહેલો ઉતાર જ વધારે ગમે છે, એમ કહેવાય કે મનાય તો તે સાચું નથી.

દુર્ભાગ્યે હિંદુસ્તાનમાં માણસ પોતે જ્યારે સામર્થ્યહીન થઈ ગયા અને પોતાથી બનતો બધો પુરુષાર્થ કરી છૂટવાની મર્દાનગી તેનામાં રહી નહીં ત્યારે કર્મનો સિદ્ધાંત અને દૈવવાદ એનો ગોટાળો થઈ ગયો. કર્મના સિદ્ધાંતને લોકોએ જડતા ને ભીરુતા પોષવાના બહાના તરીકે વાપરવા માંડ્યો, ને તે આશાનો સંદેશો હતો તેમાંથી બદલીને તેને નિરાશાનો સંદેશો બનાવી દેવામાં આવ્યો. તેણે પાપીને કહ્યું, “તું દુરાચારી તો છે જ, પણ એથી સારો તું કદી થઈ શક્યો જ ન હોત. એ લેખ તારે લલાટે વિધાતાએ અનાદિકાળથી લખી જ રાખેલો હતો.” આવી નિરાશાની ફિલસૂફી કર્મના સિદ્ધાંતમાંથી ફલિત થતી નથી, એ વાત મેં પૂરતા વિસ્તારથી બતાવી છે.

હવે આપણે હિંદુધર્મની વ્યાવહારિક બાજુ તરફ વળીએ. હિંદુધર્મ એક વિચારધારા છે એના કરતાં વધારે અંશે આચાર-

માર્ગ છે. તે વિચારના ક્ષેત્રમાં પૂરેપૂરી છૂટ આપે છે, ચારે દરવાજા મોકળા રાખે છે, પણ આચારના કડક નિયમો પળાવવાનો આગ્રહ રાખે છે. ઈશ્વરવાદી તેમ જ નિરીશ્વરવાદી, સંશયવાદી તેમ જ અજ્ઞેયવાદી સહુ — જો સંસ્કાર અને રહેણીકરણીની હિંદુ વ્યવસ્થા સ્વીકારે તો — હિંદુ રહી શકે છે. માણસે અમુક ધર્મતત્ત્વનો, અમુક મંત્રનો કે કલમાનો સ્વીકાર કરવો જ જોઈએ એમ હિંદુધર્મ નથી કહેતો; પણ માણસે જીવનમાં આત્મનિષ્ઠા ને સદાચારની દૃષ્ટિ કેળવવી જોઈએ એવો આગ્રહ તે ખસૂસ રાખે છે. "કલ્યાણ કરનારો — આ કે તે અમુક મતને માનનારો નહીં — કોઈ પણ કદી દુર્ગતિ પામતો નથી," એમ ગીતાએ કહ્યું છે. नहि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति । પહેલો આચાર ને પછી વિચાર એ સૂત્ર બહુ સાચું છે. કોઈ પણ સિદ્ધાંતે ઉપદેશેલું કર્મ કર્યાતે જ તે સિદ્ધાંતનો મર્મ જાણી શકાય છે. જીવ, જગત ને ઈશ્વર વિષેનાં આપણાં મંતવ્યો ને અભિપ્રાયો ગમે તેવાં હોય. પણ આપણે સહુ એટલું તો એકમતે સ્વીકારીએ છીએ કે આપણે દયાવાન ને પ્રામાણિક થવું જોઈએ, ઉપકાર કરનારનો ગુણ ન ભૂલવો જોઈએ, ને દીનદુઃખી પ્રત્યે સમભાવ રાખવો જોઈએ. હિંદુધર્મ સદાચારી રહેણી વિષે આગ્રહ રાખે છે, અને જેઓ નીતિનિયમ અથવા ધર્મના સિદ્ધાંતને અનુસરીને ચાલવા તૈયાર હોય તે સહુને એક બિરાદરીમાં એકઠા કરે છે. હિંદુધર્મ એ એક સંપ્રદાય નથી. પણ સદાચારના નિયમ સ્વીકારનાર ને એકનિષ્ઠાથી સત્યની શોધ કરનાર સહુ માણસોનો એક બંધુસમાજ છે.

ધર્મનો અર્થ છે સદાચાર. ઋગ્વેદમાં 'ઋત' શબ્દ આવે છે, તેનો અર્થ છે વિશ્વની સુવ્યવસ્થા. વસ્તુમાત્રમાં રહેલું સત્ય, તેમ જ સૃષ્ટિવિકાસનો નિયમ, એ બંને અર્થમાં તે વપરાય

છે. 'ધર્મ' શબ્દ 'ધૃ' ધાતુમાંથી નીકળ્યો છે. તેનો અર્થ છે વસ્તુને ધારણ કરનાર અને હસ્તીમાં ટકાવી રાખનાર. જીવનના દરેક પ્રકારને, દરેક માનવી સમૂહને પોતપોતાનો ધર્મ — એટલે કે તેના જીવનનો નિયમ — હોય છે. ધર્મ એટલે કે સત્કર્મ એ વસ્તુમાત્રમાં અંતર્ગત સત્યનું અનુશીલન; અધર્મ અથવા દુષ્કર્મ એટલે એ સત્યનો ધ્વંસ. નૈતિક દુષ્ટતા એટલે જગતને વ્યાપનાર અને તેનું નિયંત્રણ કરનાર સત્ય સાથેનો વિસંવાદ.

મનુષ્યનાં કાર્યોમાં પ્રેરક વસ્તુ તેનાં ઇચ્છાઓ, વાસનાઓ, સંકલ્પો છે. મનુષ્યનું જીવન અમુક મૂલગત ઝંખનાઓની આસપાસ ફરે છે. દરેક ઝંખનાનો ઉદ્દેશ ઇતર સર્વના ઉદ્દેશથી ભિન્ન હોય છે; અને દરેક ઝંખના તેની તૃપ્તિ માટે માણસોને અમુક પ્રકારની પ્રવૃત્તિ માટે ઉત્તેજે છે. એ અનેક વાસનાઓ જો એકબીજાથી સ્વતંત્ર ને અલિપ્ત હોય અને એકબીજાની આડે ન આવતી હોય કે એકની અસરથી બીજીમાં કશો ફેરફાર ન થતો હોય, તો એમનામાંથી ઉદ્ભવતી જુદી જુદી પ્રવૃત્તિઓ સાવ અલગ અલગ હોય ને તેમની વચ્ચે કશું જ અનુસંધાન ન હોય. તો કૌટુંબિક જીવનને આર્થિક પ્રવૃત્તિ જોડે કશી લેવાદેવા ન રહે. ઔદ્યોગિક પ્રવૃત્તિઓમાં નીતિધર્મનો સ્પર્શ ન થવા પામે. ને ધાર્મિક પ્રવૃત્તિઓ જીવનની સાંસારિક બાજુ પ્રત્યે દુર્લક્ષ કરે. પણ મનુષ્ય એ એક અખંડ ઘટક છે, અને તેથી તેની સર્વ પ્રવૃત્તિઓમાં સર્વગ્રાહી એકતા હોય છે. પ્રત્યેક વ્યક્તિમાં કામવાસના અને પુત્રૈષણા, સત્તાપ્રેમ અને અર્થપ્રેમ, પરોપકાર અને ઈશ્વરદર્શનની ઝંખના એ સર્વ વૃત્તિઓ હોય છે. આ જુદી જુદી પ્રવૃત્તિઓની એકબીજી ઉપર અસર થાય છે ને એકની અસરને લીધે બીજીમાં ફેરફાર પણ થાય છે. મનુષ્યના જીવનમાં એ પ્રવૃત્તિઓ પરસ્પરાવલંબી હોય છે. જીવન જો એક અખંડ

ઘટક હોય તો સમગ્ર જીવનનું એક જીવનશાસ્ત્ર (યોગશાસ્ત્ર) પણ હોવું જોઈએ; ને તેમાં ધર્મ એટલે સદાચાર, અર્થ એટલે સંપત્તિ, કામ એટલે કલા ને સંસ્કારનું અનુશીલન, અને મોક્ષ એટલે કે આત્માની વિમુક્તિ એ ચારેય પુરુષાર્થને સ્થાન હોવું જોઈએ. હિંદુ ધર્મશાસ્ત્ર માનવી વાસનાઓનું ઈશ્વરદર્શનની સાધના સાથે અનુસંધાન કરી આપે છે; તે પૃથ્વી અને સ્વર્ગ બેનો સંયોગ સાધે છે.

એક તરફ કુદરતી વાસનાઓ ને સામાજિક ઉદ્દેશોથી ભરેલું માનવી જગત, અને બીજી તરફ મનોનિગ્રહ અને તપસ્યાવાળું આધ્યાત્મિક જીવન, એ બેની વચ્ચે કશો કાયમનો ઝઘડો છે એમ હિંદુધર્મ માનતો નથી. જે પાર્થિવ જીવન આધ્યાત્મિક ક્ષેત્ર જોડે કશો સંબંધ નથી રાખતું તેને જ તે નિંદ્ય ગણે છે. જે જીવન કેવળ આ જગત ને તેની મોજમજામાં જ રચ્યુંપચ્યું રહે છે તે તૃપ્તિદાયક નથી હોતું, કેમકે ગમે તેવી અઢળક સંપત્તિ હોય તેનો પણ અંત આવે છે ને રાયના રંક બની જતાં વાર નથી લાગતી. આ દુનિયા અને જેના પર આપણે મદાર બાંધી હોય એવી બીજી બધી ચીજો આપણા વિજયની ઘડીએ જ આપણને તજીને ચાલી જશે. જગત કેવું ક્ષણભંગુર છે, અને તેનો શાશ્વત તત્ત્વની સાથેનો સંબંધ તૂટી જાય તો તે કેવું નિરર્થક થઈ પડે છે એનો જ હિંદુ તત્ત્વચિન્તક વિશેષ વિચાર કરે છે.

સંસારના સર્વ સંબંધોનો અંત આવે છે ખરો, પણ તે સંબંધોની અવગણના થઈ નથી શકતી. એ સંબંધો શાશ્વત નથી એટલા માટે હસ્તી જ નથી ધરાવતા એમ માનીને વર્તીએ તો બાર જ વાગી જાય. જે અક્ષર છે, શાશ્વત છે તે ક્ષરરૂપે, અશાશ્વતરૂપે પ્રગટ થાય છે; અને અશાશ્વત એ શાશ્વત તત્ત્વને પહોંચવાની સીડી છે. ક્ષર — સાન્ત — અશાશ્વત રૂપવાળું સત્ય આપણને અક્ષર — અનંત — શાશ્વત

સત્ય પ્રત્યે દોરી જાય છે. ક્ષર તત્ત્વ વિષે ક્ષર તરીકે આસક્તિ રાખતા મટી જવું, અને ક્ષરને અક્ષરની મૂર્તિ માની તે રૂપે તેને વિષે આસક્તિ રાખવી, એનું નામ તે સંન્યાસ. ક્ષર અને અક્ષર, અથવા કહો કે શાશ્વત અને અશાશ્વત, એકબીજાની જોડે અવિશ્લેષ્ય સંબંધથી જોડાયેલાં છે, અને તેમને છૂટાં પાડવાં એ વિનાશ વહોરવા જવું છે. ઉપનિષદ કહે છે : "જેઓ કેવળ અવિદ્યાને — આ જગતને — ઉપાસે છે તેઓ ઘોર અંધારામાં પ્રવેશે છે; પણ જેઓ કેવળ વિદ્યાને, અનન્તને ઉપાસે છે તેઓ એથી પણ વધારે ઘોર અંધારામાં પ્રવેશે છે. જેઓ બન્નેને ઉપાસે છે તેઓ અવિદ્યા વડે મૃત્યુને તરી જઈને, વિદ્યા વડે અમૃતને પામે છે."

હિંદુઓએ કલ્પેલા ચાર પુરુષાર્થમાંનો બીજો પુરુષાર્થ તે અર્થ. મનુષ્યનું આર્થિક અને રાજકીય જીવન, તથા સત્તા અને સંપત્તિની ઝંખના એ અર્થનો વિષય છે. જે વૃત્તિને લીધે સંપત્તિ પેદા થવા પામે છે તે વૃત્તિ મનુષ્યસ્વભાવમાં બહુ જ ઊંડે લગી જતમા ગયેલી છે. આપણે માનવી મનનું ઘડતર જ ન બદલીએ ત્યાં લગી સંપત્તિની કલ્પનાને નાબૂદ કરી શકવાના નથી. ઘણા માણસો સંપત્તિ વાટે જ પોતાનું વ્યક્તિત્વ પ્રગટ કરી શકે છે અને બીજા માણસો જોડે સંપર્ક સાધી શકે છે.

અર્થ અને કામની — સંપત્તિ અને સુખની — પ્રાપ્તિ એ માણસની વાજબી ઇચ્છા છે ખરી, પણ એ વાટે માણસને જો અંતે મોક્ષ સુધી પહોંચવું હોય તો એ વસ્તુઓની પ્રાપ્તિ ધર્મનાં અવિરોધી એવાં સાધનો વડે થવી જોઈએ. આ ચારે પુરુષાર્થની સાધનામાં ધર્મના નિયંત્રણની જરૂર તો પડે જ છે. ધર્મે આંકેલી મર્યાદાનું બંધન સ્વીકારીને અને વ્યક્તિગત વાસના છોડી દઈને જ મુક્તિ મેળવી શકાય. સંપત્તિ અને કામોપભોગ મેળવવા ને માણવાને માટે આપણે આપણા પોતાના ઉપર મર્યાદા મૂકવી જોઈએ અને આપણી

ઇચ્છાને અમુક રીતે વશ કરવી જોઈએ. જે દેશો રાજકીય સ્વતંત્રતા ભોગવે છે તેઓ વિચાર અને વર્તનમાં ઘણે અંશે બંધનમાં રહે છે. વિચાર અને વર્તનની સ્વતંત્રતા પર ભારે કાપ મુકાયા વિના રાજકીય સ્વતંત્રતા શક્ય નથી. આધ્યાત્મિક સ્વાતંત્ર્યની રક્ષાને અર્થે હિંદુ સમાજે નિત્યજીવનની ઝીણામાં ઝીણી વિગતોનું નિયમન કર્યું; અને એ નિયમન તે ધર્મશાસ્ત્રના નિયમો. આ નિયમો દેશના સર્વ ભાગમાં કે હિંદુ ઇતિહાસના સર્વ યુગોમાં એકરૂપ નથી. હિંદુ સંસ્કૃતિ સિંધુથી કન્યાકુમારી લગી ફેલાઈ તે દરમ્યાન હિંદુ ધર્મનિયામકોએ ભારતવર્ષની અનેકાનેક જાતિઓમાં ચાલતા આવેલા અપાર વૈવિધ્યવાળા રીતરિવાજોનો સ્વીકાર કરી લીધો. સ્મૃતિગ્રંથો એ વૈવિધ્યને માન્ય રાખે છે, જોકે નીતિની દૃષ્ટિએ નિંદ્ય હોય તે બધાને તેઓ વિશુદ્ધ કરવા મથે છે.* એ સર્વ રૂઢિઓને તેઓ સ્વીકારે તો છે, પણ એક આદર્શનું ધોરણ એવું રજૂ કરે છે જે અદૃશ્યપણે એ રૂઢિઓમાં વિશુદ્ધિ આણે છે. તૈત્તિરીય ઉપનિષદમાં વિદ્યાર્થીને અભ્યાસ પૂરો થયા પછી જે 'અનુશાસન' આપ્યું છે તેમાં કહ્યું છે: "વિચારશીલ અને કોમળ હોય, ધર્મનિષ્ઠ હોય, તેવા પુરુષો એ સંજોગોમાં જેમ વર્તે તેમ તું વર્તજે." મનુએ કહ્યું છે કે સજ્જનો અને ત્રણ વર્ણના ધર્મનિષ્ઠ દ્વિજોના આચાર સર્વ દેશ, કુટુંબ ને વર્ણોની રૂઢિઓનો અવિરોધી માનવો.

મોક્ષ એટલે આત્મસાક્ષાત્કાર. હિંદુધર્મ કહે છે: માણસ એકલા અન્નથી નથી જીવતો, તેમ જ તેનાં કામ, સંપત્તિ, આકાંક્ષા, સત્તા કે બહારની કુદરત સાથેના સંબંધથી પણ નથી જીવતો. તે આધ્યાત્મિક જીવનથી જીવે છે, અથવા તેણે જીવવું જોઈએ. મોક્ષ એટલે આત્માની સંસારના પાશમાંથી

* જુઓ બૌધાયન, બૃહસ્પતિ, દેવલ, ગૌતમ.

વિમુક્તિ; આપણી અંદર રહેલા જીવાત્માની પરમાત્માના અંતરમાં વિલીનતા. અંતિમ સંતોષ આનાથી જ મળી શકે છે, અને બીજી સર્વ પ્રવૃત્તિઓનો ઉદ્દેશ આ અંતિમ ધ્યેય પ્રાપ્ત કરવાનો હોય છે. *

આ મુક્તિ મેળવવાના માર્ગો વિષે હિંદુ વિચારકે બહુ ઉદારતાનું વલણ ધારણ કરેલું છે : "જેમ આકાશમાં પંખીઓ, ને જેમ જળમાં માછલાં, પગલાંની કશી નિશાની મૂક્યા વિના વિચરે છે, તેમ જ્ઞાનવેત્તાઓ ઈશ્વરપ્રાપ્તિને પંથે વિચરે છે." ×

મોક્ષપ્રાપ્તિના ત્રણ માર્ગો ગણાવવામાં આવ્યા છે — જ્ઞાન, ભક્તિ, અને કર્મ અથવા સેવા. એ એકબીજાથી અલગ, અસ્પૃષ્ટ નથી, પણ તે તે માર્ગમાં જે વસ્તુ પ્રધાન છે તેનું સૂચન કરે છે. જ્ઞાનનો અર્થ બુદ્ધિની તીવ્રતા કે વાદવિવાદ કરવાની શક્તિ નથી. અહીં જ્ઞાનનો અર્થ સિદ્ધ થયેલો અનુભવ છે. આપણે જ્યારે ઈશ્વરના સાંનિધ્યમાં રહીએ ત્યારે જ પાપમાંથી ઊગરી શકીએ છીએ. આપણામાં સાચું અંતરજ્ઞાન હોય તો સત્કર્મ તો આપોઆપ થયાં જ કરે. સત્યથી સત્કર્મ કર્યા વિના રહેવાય જ નહિ. ભક્તિમાર્ગ ત્રણે માર્ગમાં સહુથી વધારે લોકપ્રિય છે. સંતો તેમ જ પાપીઓ, જ્ઞાની તેમ જ અજ્ઞાની, ડાહ્યા તેમ જ મૂર્ખ સહુને તે સહેલો લાગે છે. ભજન અને પ્રાર્થના, ઉપવાસ અને યજ્ઞ, યોગ અને આત્મપરીક્ષણ, એ સર્વનો ભક્તિમય જીવનમાં સમાવેશ થાય છે. ભક્તિ તેની પરાકાષ્ઠાએ પહોંચે ત્યાં જ્ઞાનની સાથે એકરૂપ થઈ જાય છે, અને એ બંનેને પરિણામે સત્કર્મ અથવા સદાચારી જીવન નિષ્પન્ન થાય છે.

---

× शकुनीनामिवाकाशे जले वारिचरामिव ।
यथा पदं न दृश्येत तथा ज्ञानविदां गतिः ॥

કર્મની વ્યક્તિગત તેમ જ સામાજિક એ બે બાજુઓ વચ્ચે અવિશ્લેષ્ય સંબંધ છે ને તે તાણાવાણાની પેઠે ઓતપ્રોત છે, છતાં વર્ણધર્મ જીવનની સામાજિક બાજુ પર ભાર મૂકે છે, અને આશ્રમધર્મ તેની વ્યક્તિગત બાજુ પર. બ્રહ્મચર્ય એટલે કેળવણીનો કાળ, ગાર્હસ્થ્ય એટલે ગૃહસ્થ તરીકે જગતની સેવા માટે કામ કરવાનો સમય, વાનપ્રસ્થ્ય એટલે સંસારનાં બંધનો ઢીલાં કરવાને લીધેલી નિવૃત્તિની અવસ્થા, અને સંન્યાસ એટલે સંસારના ત્યાગનો અને મુક્તિની આતુરતાપૂર્વક પ્રતીક્ષા કરવાનો કાળ. આ ચાર આશ્રમ મળીને સૂચવે છે કે મનુષ્યજીવન એ ભિન્ન ભિન્ન અવસ્થાઓ વટાવીને અનંત જીવન સુધી પહોંચવાની એક યાત્રા છે.

પ્રથમ આશ્રમ તે શરીર અને મનનાં શિક્ષણ અને નિયમનનો છે. કુમળા કિશોરોને કર્તવ્યમય જીવનને માટે ઘડવામાં આવે છે. વિદ્યાર્થીને અમુક સમય ગુરુને ઘેર રહેવું પડે છે. ત્યાં તેને જીવનમાં પાછળથી ઉપયોગી થઈ પડે એવી કળાઓ ને એવાં શાસ્ત્રો શીખવવામાં આવે છે. સ્ત્રીઓને પણ બ્રહ્મચર્યનો અધિકાર પૂર્વે હતો.[1] તેમને તેમના વર્ણ અનુસાર શિક્ષણ

---

૧. पुराकल्पेषु नारीणां मौंजीबंधनमिष्यते ।
अध्यापनं च वेदानां सावित्रीवचनं तथा ॥

પારાશરસ્મૃતિ પરની ટીકામાં સાયણે હારીતસ્મૃતિનું એક વચન ટાંક્યું છે કે છોકરીઓના બે વર્ગ હતા: એક બ્રહ્મવાદિની, એટલે કે બ્રહ્મવિદ્યાના અભ્યાસ પાછળ જીવન વિતાડનારી; ને બીજી સદ્યોવધૂ, એટલે કે પરણીને સંસાર માંડનારી. પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાંની કેટલીક પ્રસિદ્ધ સ્ત્રીઓ, જેમકે બૃહદારણ્યક ઉપનિષદની ગાર્ગી, મહાભારતની સુલભા, અને રામાયણની શબરી અવિવાહિત હતી. હિંદુ ધર્મશાસ્ત્રો અપવાદરૂપ દાખલાને માટે નહીં પણ સામાન્ય માણસોને માટે ને તેમના જીવનવ્યવહારને માટે નિયમો રચે છે. તે સામાન્ય માણસોને માટે જ કાયદા ઘડે છે.

અપાતું, અને તેમ થવાથી તેમનામાં ભીડને પ્રસંગે પોતાના વર્ણની જવાબદારીઓ ઉપાડી લેવાનું સામર્થ્ય આવતું. ભિન્ન રૂઢિઓ ને સંસ્કારોવાળી પરજાતિની સ્ત્રીઓ સાથે વિવાહો થવા લાગ્યા ત્યારે સ્ત્રીઓના વેદાધ્યયન પર અંકુશ મુકાયો.

બીજી અવસ્થા તે ગૃહસ્થાશ્રમ છે. સામાન્ય રીતે માણસ સ્વયંપૂર્ણ નથી હોતો. એરિસ્ટોટલની કલ્પનાનો ઈશ્વર ભલે એકાકીપણું ભોગવતો હોય, પણ સંસારમાં વસતાં સ્ત્રીપુરુષો એમ એકાકી નથી રહી શકતાં. એમને સામાન્યપણે વિવાહિત જીવનમાં પ્રવેશવાનું ઉત્તેજન આપવામાં આવે છે. જે વાસનાઓની તૃપ્તિ છડેચોક ને અનિયંત્રિતપણે થતી હોય તેના પરિણામ કરતાં દબાવેલી ને તેથી અતૃપ્ત રહેલી વાસનાઓનું પરિણામ વધારે ભ્રષ્ટકર્તા હોય છે, એ જે વાત ફ્રોઈડ આજે યુરોપના લોકોમાં ફેલાવી રહ્યો છે, તે વાતની ભારતવર્ષને સેંકડો વરસથી જાણ હતી. જે માણસ વિવાહિત જીવનથી ભાગી જાય છે તે રણમાંથી પલાયન કરનારના જેવો છે. જીવનમાં નિષ્ફળ નીવડેલાઓ જ સત્કાર્ય કરવાના પ્રસંગો ટાળે છે. લગ્ન એ પવિત્ર વસ્તુ ગણાય છે. દેવો પણ પરણેલા હોય છે; હિંદુ ઉપાસક જ્યારે નિર્ગુણ નિરાકાર બ્રહ્મની ઉપાસનામાંથી હેઠો ઊતરી કોઈ સગુણ સાકાર દેવની પૂજા કરે છે ત્યારે તેના દેવને હમેશાં પત્ની હોય જ છે. તે બ્રહ્મચારીને કે કુમારિકાને નથી પૂજતો. શિવજી અર્ધનારીશ્વર છે — એમની એ મૂર્તિમાં એક પડખું નરનું ને બીજું નારીનું હોય છે — અને એમની પ્રતિમા સૂચવે છે કે પરમાત્માનાં પુરુષત્વનાં અને સ્ત્રીત્વનાં કાર્યો વચ્ચે પરસ્પર સહકાર છે, પરસ્પરાવલંબન છે, અને એ બે કાર્યો પૃથક્ પૃથક્ રહે તો અધૂરાં રહે છે પણ સંયુક્ત થાય ત્યારે જ સંપૂર્ણ બને છે. સ્ત્રીપુરુષના કામજીવનમાં અનારોગ્ય કે અપરાધરૂપ કશું જ નથી. લગ્નની પ્રથા વડે એ જીવનને બૌદ્ધિક કે નૈતિક સહચારનો પાયો, મૂળ આધાર

બનાવવામાં આવે છે. લગ્ન એ માનવી નબળાઈ પર દયા લાવીને આપેલી છૂટ નથી, પણ આત્મવિકાસનું સાધન છે. વ્યક્તિત્વના વિકાસ માટે તેમ જ કૌટુંબિક આદર્શની ધારા અવિચ્છિન્ન રહે તે માટે લગ્નને એક ધર્મકાર્યરૂપ ગણાવેલું છે. લગ્નની આ સામાજિક ઉપયોગિતા પણ છે. દરેક કુટુંબ એ જીવતા ને મરેલાની વચ્ચે ભાગીદારીરૂપ છે. શ્રાદ્ધની ક્રિયાનો ઉદ્દેશ કુટુંબનાં માણસોનાં મન પર કૌટુંબિક એકતાની કલ્પના દૃઢપણે ઠસાવવાનો છે. એ ક્રિયાને અંતે શ્રાદ્ધ કરનાર કહે છે: "હે પિતરો, મને વીર પુત્ર આપો."*

હિંદુ આદર્શ લગ્નપ્રથાનાં વૈયક્તિક તેમ જ સામાજિક બંને અંગો પર ભાર મૂકે છે. પુરુષ જાલિમ નથી ને સ્ત્રી દાસી નથી, પણ બંને એક ઉચ્ચતર આદર્શની સેવાને વરેલાં છે, અને તેમની વૈયક્તિક વૃત્તિઓને તેમણે એ આદર્શ આગળ ગૌણ માનવાની છે. વિષયવાસનાને ઉચ્ચતર શ્રેણીએ ચડાવી, વિશુદ્ધ બનાવી, તેનું રૂપાંતર આત્મવિલોપનમય ભક્તિમાં કરવામાં આવે છે. હિંદુ દંપતીને એકબીજાનો પ્રેમ લગ્નના આરંભમાં સિદ્ધ થયેલો નથી મળતો; એ પ્રીતિયોગ તો તેમણે જીવનભરની સાધના વડે પ્રાપ્ત કરવાનો હોય છે. એકબીજાની સાથે અભિરુચિ ને સ્વભાવ, આદર્શો ને આસ્વાદો બધી બાબતમાં અભિન્નતાવાળાં સ્ત્રીપુરુષનાં જોડાં નવલકથાઓનાં પાનાં સિવાય બીજે જોવા નથી મળતાં. એની વચ્ચે એવો કંઈક ભેદ તો હમેશાં હશે જ જેને ટાળી નહિ શકાય; અને આ ભેદોનો ઉપયોગ સુરીલું સંવાદી જીવન પેદા કરવા માટે કરવો એ લગ્નપ્રથાનું કામ છે. ઉભયનાં મનની ભિન્ન ભિન્ન વૃત્તિઓ ને વાસનાઓમાંથી પ્રયત્નપૂર્વક હૃદયની એકતા સાધવાની હોય છે. આપણાં જીવનસાથીઓની

* वीरं मे दत्त पितरः । સરખાવો વૈદિક પ્રાર્થના: सुवीरासो भवेम — અમારામાં મોટા વીરો ઉત્પન્ન થાઓ.

બાબતમાં કંઈક પસંદગીનું તત્ત્વ હોય છે ખરું, પણ સારામાં સારાં લગ્નોમાં યદૃચ્છાનું પ્રમાણ મોટું હોય છે. આપણું જીવન જે ગૂઢ પાષાણનું બનેલું છે તેમાંથી ગમે તેવી મૂર્તિ ઘડો, તોપણ નસીબ કે યદૃચ્છા — જે કહો તે — ની કાળી નસ તેમાં ફરીફરીને દેખા દે જ છે. યદૃચ્છાએ મળેલાં સોબતીનું રૂપાંતર જીવનસંગીમાં કરે તે લગ્ન સફળ કહેવાય. લગ્ન એ મથન અને પુરુષાર્થની સમાપ્તિ નથી; એ કઠણ પરિશ્રમવાળા જીવનનો આરંભમાત્ર છે, ને એ જીવનમાં આપણે આપણાં વ્યક્તિગત રસો ને વૃત્તિઓને ગૌણ બનાવી વિશાળ આદર્શની સિદ્ધિ માટે મથીએ છીએ. એક સમાન આદર્શની સાધના ગમે તેવા ભિન્ન સ્વભાવનાં માણસોને ભેગાં કરી ને રાખી શકે છે. પ્રેમ તેનાં બલિદાનો માગે જ છે. સંયમ અને સહનશીલતા વડે આપણે પ્રેમને ઉચ્ચતર શ્રેણીએ ચડાવી તેને પરબ્રહ્મરૂપ બનાવીએ છીએ.

આદર્શ લગ્નમાં પતિપત્ની ઉભયનાં સાચાં હિતનો પૂરો મેળ સધાય છે. સર્વાંશે નીતિસંમત વિવાહ તે એકપત્નીત્વવાળા હોય છે. રામ અને સીતા, અથવા સાવિત્રી અને સત્યવાનના દાખલા, જેમાં પતિપત્ની મળીને આખા જગતની સામે ખડાં રહે છે, તેને હિંદુ ધર્મશાસ્ત્રોએ સમાજ સામે આદર્શરૂપે રજૂ કર્યાં છે. નિતાંત પૂર્ણત્વ ન મળે તો લગભગ પૂર્ણત્વથી આપણે સંતોષ માનવો પડે છે. પણ આપણે નીચી કોટિની ચીજને ઊંચી કોટિની માની લેવાની ભૂલ કરવાની નથી. હિંદુ ધર્મશાસ્ત્રોમાં આઠ પ્રકારના વિવાહ× ગણાવ્યા છે. મનુએ તેના કાળના લોકોમાં પ્રચલિત રીતરિવાજો તરફ આંખ મીંચી ન હતી. તેણે એ આઠ પ્રકારના વિવાહનો એક ક્રમ ગોઠવ્યો છે. જેમાં પરણનારાંએ વૈયક્તિક

× બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ, પૈશાચ.

વૃત્તિઓને ગૌણ ગણી છે તે વિવાહોને તેણે ઉપલી કોટિમાં મૂક્યા છે; અને જેમાં પરસ્પર પસંદગી ( ગાંધર્વ ), બળજબરી ( રાક્ષસ ), વિક્રય ( આસુર ) આવે છે તેને નીચલી કોટિમાં મૂક્યા છે. હલકામાં હલકો પ્રકાર તે પૈશાચ વિવાહનો છે. કન્યા સૂતેલી, કેફમાં પડેલી અથવા ભ્રમિત મનવાળી હોય તેની સાથે વિજન પ્રદેશમાં પુરુષ સંભોગ કરે ત્યારે તે પૈશાચ વિવાહ કહેવાય છે.* એ અધમમાં અધમ પ્રકારનો વિવાહ છે છતાં તેને માન્ય રાખ્યો છે, તેમાં સ્તુત્ય હેતુ એ છે કે અત્યાચારનો ભોગ થઈ પડેલી સ્ત્રીને ધર્મપત્નીનું કાયદેસર પદ મળે ને તેની સંતતિ ધર્મ્ય ગણાઈ તેને સંપત્તિનો વારસો મળે.

કુટુંબના હિત પર વધારે ભાર દેવાયો તેને લીધે એકપત્નીવિવાહના આદર્શની સાથે માંડવાળ કરવી પડી. એકપત્નીવિવાહનો આદર્શ ઉત્તમ તરીકે સમાજ આગળ રજૂ કરવામાં આવતો ખરો, પણ અનેકપત્નીવિવાહ પણ સાંખી લેવામાં આવતો. માણસને જ્યારે પુત્ર ન હોય, અથવા તો માણસ વિવાહિત હોવા છતાં ભૂલથી કે યદૃચ્છાએ કોઈ સ્ત્રીને ફસાવે, ત્યારે તેને ઘરમાંથી કાઢી મુકાતી ને લોકોમાં હડધૂત થતી ઉગારવી, તેને અનાચાર ને અધઃપાતના જીવનમાંથી બચાવવી, અને તેની સંતતિ જે પોતાનાં માતપિતાના દુર્વર્તન માટે જરાયે જવાબદાર નથી તેની રક્ષા કરવી એ માણસનું કર્તવ્ય થઈ પડે છે. આવા સંજોગોમાં અનેકપત્નીવિવાહ ચલાવી લઈ શકાય. અનેકપત્નીવિવાહનાં બૂરાં પરિણામ એ રામાયણના મુખ્ય પાઠમાંનો એક છે. દશરથના મહેલમાં અતિશય ખટપટ

---

* सुप्तां मत्तां प्रमत्तां वा रहो यत्रोपगच्छति ।
स पापिष्ठो विवाहानां पैशाचश्चाष्टमोऽधमः ॥

—મનુસ્મૃતિ ૩.૩૪

ચાલતી. એટલે વાર્તાના નાયક રામે એકપત્નીવ્રતનો આદર્શ દૃઢતાપૂર્વક સેવ્યો ને પાળ્યો.

જે સમાજ લગ્નને સર્વ સ્ત્રીપુરુષો માટે ફરજિયાત ગણે તે સમાજમાં કંઈક નબળાઈઓ આવી જાય છે; જોકે તેવા સમાજમાં જીવનને વ્યર્થ ને નિઃસાર સમજનારી ઘણી અવિવાહિત સ્ત્રીઓ નીપજતી નથી એ વાત સાચી છે. એવા સમાજમાં વિધવાવિવાહનો નિષેધ આવશ્યક થઈ પડે છે.* તે અજાણતાં કન્યાની વિવાહયોગ્ય વયમર્યાદા નીચી ઉતારવા તરફ દોરે છે. સમાજના આગેવાનોની એ ફરજ છે કે તેઓ હિંદુ કલ્પનાઓ લક્ષમાં રાખે ને આજના કરતાં વધારે સંતોષકારક પરિસ્થિતિ પેદા કરે.

લગ્નની પાછળ આધ્યાત્મિક આદર્શ રહેલો છે એમ સ્વીકાર્યા પછી લગ્નગ્રંથિને અવિચ્છેદ્ય માનવી આવશ્યક થઈ પડે છે. જ્યાં સુધી આપણે જીવનને સંકુચિત દૃષ્ટિએ જોઈએ અને ક્ષણે ક્ષણે ઊઠતી કલ્પનાઓ અથવા લાગણીઓ દોરી જાય ત્યાં દોરાઈએ ત્યાં સુધી લગ્નસંબંધ કાયમનો ન ગણી શકાય. મોહની પ્રથમ ક્ષણોમાં આપણે આપણાં પતિ કે પત્નીને દેવતા સમાન માનીએ છીએ; પણ એ વિસ્મય થોડા જ વખતમાં મટી જાય છે, અને આપણે અકળાઈએ છીએ ને કેટલીક વાર કડવાશ પણ કરીએ છીએ. એ અજંપો ને અશાંતિ જૂઠો આદર્શ સેવ્યાનું પરિણામ છે. પતિ પત્ની વચ્ચે સંપૂર્ણ સંબંધ સ્થપાયેલો તૈયાર મળતો નથી, તે તો નવો સરજવાનો હોય છે. એ સાથીની વચ્ચે સ્વભાવનો મેળ ન હોય ત્યારે તો વળી વધારે સબળ પ્રયત્ન કરવો રહ્યો. લગ્નવિચ્છેદ કરવો એ હાર કબૂલવા બરોબર છે. જે વિવાહ-

*છતાં જુઓ ઋગ્વેદ ૧૦-૧૮-૮; આશ્વલાયન ૪-૨-૧૮; અગ્નિપુરાણ ૧૫૩.

સંબંધમાં જોડાં એકબીજા જોડે મેળ મેળવી ને હળીમળીને રહી શકતાં નથી તે સંબંધો નિષ્ફળ ગયા એમ જ કહી શકાય.

અત્યારે લગ્નવિચ્છેદ અને પૃથગ્વાસના ઘણા દાખલા બને છે તેને માટે આધુનિક પરિસ્થિતિ જવાબદાર છે. જીવનમાં દોડધામ હદ બહારની વધી ગઈ છે. આપણી પાસે એકબીજાને સમજવા જેટલો સમય નથી. આપણા વર્તનને વાજબી ઠરાવવા સારુ આપણે વૈયક્તિક ઇચ્છાની વતી વધારે-પડતો દાવો કરીએ છીએ, અને સામાજિક નિયમોનાં બંધનો સામે જોરશોરથી ફરિયાદ કરીએ છીએ. એક તરફ આત્મજ્ઞાન અને આત્મવિકાસ અને બીજી તરફ વૃત્તિઓના તરંગો અને રાગદ્વેષોને ભેળસેળ કરીને આપણે ગોટાળો કરીએ છીએ. આપણે આત્મવાન મનુષ્યો નહિ પણ આરોગ્યવાન પશુઓ છીએ એમ માનવા તરફ આપણાં મન ઝૂકતાં જાય છે. પાપ આપણને જગતના આદિકાળથી વળગેલું તો હતું જ, પણ હમણાં હમણાં આપણે તેને પૂજવા લાગ્યા છીએ. પોતાનાં સાથીથી કંટાળી જનાર પુરુષ કે સ્ત્રી પરસ્ત્રી કે પરપુરુષનો સંગ કરે એમાં ભારે આધુનિકતા નથી; ખરી આધુનિકતા તો એ વસ્તુને યોગ્ય ઠરાવનાર નવી ફિલસૂફીમાં છે. અંતરમાં ગૂઢ રહેલી વાસના પ્રગતિશીલ વિચારનો વેશ ધારણ કરીને ફરે છે. જે સ્ત્રી પતિને તજી બીજાને સ્વીકારે તેની વાહવા બોલાય છે, અને તેણે નીતિના દંભી નિયમોને ને ખોટી લાગણીઓને ફગાવી દેવાની હામ ભીડી એમ કહી તેની બહાદુરીની તારીફ કરવામાં આવે છે. સદા સર્વ સંજોગોમાં પતિપરાયણ રહેનાર સ્ત્રીને રૂઢિની દાસી કહેવામાં આવે છે. કામસંબંધોમાં અતિચારોના બનાવોથી સમાજને થતો આઘાત ઓછો થતો જાય છે, ને એવી વાતો વધારે લોકપ્રિય બનતી જાય છે.

સ્ત્રીઓની દુષ્ટતા વિષે જે અતિશયોક્તિ દુનિયાભરમાં કરવામાં આવી છે તેમાં અમારો પણ ભાગ હતો; અને સ્ત્રી કુટિલ છે, નરકનું દ્વાર છે, પુરુષને સદા મોહજાળમાં ફસાવનાર છે, અથવા, અંગ્રેજ લેખક ડોનાલ્ડસન કહે છે તેમ, "પુરુષરૂપી મનવારની બાજુએ ધસી જવા ને તેના ભૂકા ઉડાવી દેવા મથનાર શસ્ત્રસજ્જ આગબોટ છે," એવા પ્રકારનાં વચનો અમારા ગ્રંથોમાં ક્યાંક ક્યાંક મળી આવે છે ખરાં; પણ હિંદુધર્મનું સ્ત્રી પ્રત્યેનું સામાન્ય વલણ ઊંચા આદરનું છે. તે સ્ત્રીને પુરુષના સર્વ કામમાં સાથ આપનારી — સહધર્મિણી ગણે છે. જગતને સ્ત્રી જે ફાળો આપે છે તે અનેરો છે એમ હિંદુધર્મ માને છે. સ્ત્રીને તેની ખાસ જવાબદારીઓ છે તેમ જ ખાસ ફરજો છે. મિસિસ બર્ટ્રાંડ રસેલ જેવી આગળ વધેલી વિચારક પણ એટલી છૂટ મૂકે છે કે "દરેક વર્ગની પાસે તેમ જ સ્ત્રી અને પુરુષ ઉભયની પાસે કર્મ, જ્ઞાન અને વિચારના જગતના ભંડોળમાં પોતાના ફાળા તરીકે આપવા જેવી કંઈક વસ્તુ છે, જે તેના એકલાથી જ આપી શકાય, બીજા કોઈથી નહીં; એટલે જો તેનું હલકું અનુકરણ થાય તો તે વર્ગ કે સમૂહને પોતાને તેમ જ આખા સમાજને હાનિ થયા વિના રહેતી નથી." જ્યાં લગી બાળકોને સ્વર્ગમાંથી ગેરવી શકાતાં નથી પણ માતાના ઉદરમાં તેમનાં શરીર રચાવા દેવાં પડે છે ત્યાં લગી સ્ત્રીને માટે એ એક વિશિષ્ટ કાર્ય નિર્માયેલું રહેવાનું જ છે. સ્ત્રીઓનો ઘણો વખત બાળકોના જનન અને સંગોપનમાં ચાલ્યો જાય છે, તેથી તેમને કુટુંબની આર્થિક જવાબદારીઓમાંથી મુક્ત રાખવામાં આવી હતી. પુરુષ સંસારનો ભાર વહે ને તેની પ્રવૃત્તિઓ ચલાવે (યજ્ઞપ્રાધાન્ય) એવી અપેક્ષા રખાય છે, જ્યારે સ્ત્રી સંયમ અને ત્યાગની પરાકાષ્ઠા બતાવી શકે છે (તપઃપ્રાધાન્ય). સ્ત્રીઓને માટે નીતિધર્મના નિયમો વધારે કડક રાખ્યા છે

એમાં વાસ્તવિક રીતે તેમની સ્તુતિ છે, કેમકે તેમાં એમ સ્વીકારેલું છે કે એ વિષયમાં સ્ત્રી સ્વાભાવિક રીતે પુરુષને ટપી જાય એવી છે. પણ મારે કહેવું જોઈએ કે આધુનિક સ્ત્રી પોતાનું સ્વમાન ગુમાવી રહી છે, તે પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વ અને વૈશિષ્ટ્યને માન આપતી નથી, પણ પુરુષની નકલ કરવા મથીને અજાણે પુરુષની પ્રશંસા કરે છે. તે ઝપાટાભેર સ્ત્રીત્વ ગુમાવતી જાય છે, પુરુષના ગુણો કેળવવા લાગી છે, ને જડ સંચાની પેઠે વર્તવા લાગી છે. પુરુષના જેવાં સાહસો ને પરાક્રમો ખેડવા જતાં તેને પોતાના સ્ત્રીસહજ સ્વભાવની જોડે ઘર્ષણમાં આવવું પડે છે.

માણસ ગૃહસંસારની જવાબદારી છોડી દે એટલે ત્રીજા આશ્રમ — વાનપ્રસ્થ — ની શરૂઆત થાય છે. સ્ત્રીમાં જો પતિના જેવી ધર્મભાવના હોય તો તે પતિની સાથે વનમાં જાય છે. મનુ કહે છે કે ગૃહસ્થ જ્યારે પોતાની ચામડીએ કરચલી પડેલી જુએ, માથે પળિયાં આવેલાં જુએ અથવા દીકરાને ઘેર દીકરો જુએ ત્યારે તેણે અરણ્યનો આશ્રય લેવો. માણસના શરીરની શક્તિઓ ક્ષીણ થવા માંડે ત્યારે તેણે વનમાં જઈને સાચું આત્મપરાયણ જીવન ગાળવાનો વખત થયો સમજવો. સંસારની ધમાલ છોડીને ઉચ્ચતર પ્રશ્નોનું ચિંતન કરવા વનના એકાંતમાં ચાલ્યા જવું એ વાનપ્રસ્થાશ્રમનો મુખ્ય ઉદ્દેશ છે.

સમાજ જેટલો નીચે ઊતરે તેટલી નીચી પાયરીએ માણસને ઉતારવો એ ઉચિત નથી. માણસ કેવળ પોતાની સંસ્કૃતિનો પરિપાલક અથવા તેના દેશનો રક્ષક કે અર્થોત્પાદક જ નથી; માણસનું પદ તેના કરતાં ઘણું ઊંચું છે. તેનામાં સમાજકાર્ય કરવાની જેટલી શક્તિ ને આવડત હોય એટલા જ પ્રમાણમાં તેની આત્મનિષ્ઠ મનુષ્ય તરીકેની કિંમત છે એમ ન કહી શકાય. આપણું આધ્યાત્મિક જીવન આપણા આત્મા

સાથે સંકલિત છે, ને એ આત્મામાં આપણી અનંતતા સમાયેલી છે. માણસ આખું જગત જીતે પણ પોતાનો આત્મા જ ગુમાવે તો તેથી તેને શો લાભ થાય? એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે: "કુટુંબને ખાતર વ્યક્તિનો ત્યાગ કરવો; જાતિને ખાતર કુટુંબનો; દેશને ખાતર જાતિનો; અને આત્માને ખાતર પૃથ્વીનો ત્યાગ કરવો." × કુટુંબ અને દેશ, રાષ્ટ્ર અને જગત માણસના અંતરમાં વસતા આત્માને સંતોષી શકતાં નથી. પ્રત્યેક વ્યક્તિને જીવનની અમુક અવસ્થાએ સ્ત્રીપુત્રાદિકનો, વર્ણનો, જાતિનો ને કામકાજનો ત્યાગ કરવાનું કહેવામાં આવે છે. જીવનપથનો છેલ્લો ટપ્પો માણસે એકલા ચાલીને કાપવાનો રહે છે.

સંન્યાસી બાહ્ય જીવનની ચિંતાઓમાંથી છૂટી જવાનું માગતો નથી, પણ આત્માની એવી મુક્તાવસ્થા પ્રાપ્ત કરવા માગે છે જેમાં તે ધન કે માનથી લલચાતો નથી, તેમજ વિજયથી ફુલાતો નથી કે પરાજયથી નિરાશ થતો નથી. તે સમત્વની વૃત્તિ કેળવે છે, અને એ રીતે "બીજાનાં અઘટિત વચન શાંતિથી સહન કરે છે, કોઈનું અપમાન કરતો નથી, અને પોતાના દેહને કાજે કોઈની સાથે વેર કરતો નથી."* આ મુક્તાત્માઓ — જીવન્મુક્તો — એવા એકાકી જીવો હોય છે જેમને કંઈ વ્યક્તિગત આસક્તિ કે અંગત આકાંક્ષાઓ નથી હોતી, પણ જેઓ પોતાના આત્મામાં આખા જગતની મુક્તિની ભાવના મૂર્ત રૂપે ધારણ કરે છે. તેઓ હૃદયને આખી ધરણીના જેટલું વિશાળ બનાવે છે, જીવમાત્ર પ્રત્યે પ્રેમ અને અવેરની વૃત્તિ ધારણ કરીને રહે છે. ને ધર્માચરણને

× आत्मार्थे पृथिवीं त्यजेत् ।

* अतिवादांस्तितिक्षेत नावमन्येत कंचन ।
न चेमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥
मनुस्मृति अ० ६, ४७, અને તે પછીના શ્લોકો.

માર્ગે વિચરે છે. સમાજવ્યવસ્થા સંન્યાસીને પરોપજીવી ગણે છે, કેમકે તે સમાજની સંપત્તિ વધારવામાં ફાળો નથી આપતો અને તેનાં આચારો ને રૂઢિઓની પરવા નથી કરતો. રાજ્ય તેના પ્રત્યે શંકાની નજરે જુએ છે, કેમકે તે કોઈ પણ કુટુંબ કે ધર્મસંઘ, જાતિ કે રાષ્ટ્ર વિષે વફાદારી નથી રાખતો. તે કોઈ પણ ઉદ્યોગના કારખાનામાં, સામાજિક તંત્રમાં કે રાજકીય સભાસમિતિમાં કામ નથી કરતો. આ સંન્યાસીઓ જગતને માનવી જીવન માટે ભયભરેલું બનાવનારી આપણી રાજનીતિઓના અમલમાં ફાળો આપતા નથી, મનુષ્યોને યંત્રરૂપ બનાવનારા આપણા ઉદ્યોગોની વૃદ્ધિ માટે કામ કરતા નથી, અને લડાઈઓ સળગાવનારા આપણા રાષ્ટ્રીય અહં-કારોને ટેકો આપતા નથી. આ વિશુદ્ધસત્ત્વ, સંસ્કારી આત્માઓ દેશપ્રેમની મર્યાદામાં પુરાઈ રહેતા નથી. તેઓ જીવનની — ભારતના જીવનની કે ઇંગ્લંડના જીવનની નહીં, પણ સમસ્ત વિશ્વના જીવનની — સેવાને પોતાનું જીવન અર્પણ થયેલું માને છે. તેઓ સર્વ મનુષ્યોને ને સર્વ જાતિઓને સમાન ગણે છે ( समता सर्वस्मिन् ).

ખ્રિસ્તીધર્મ અને બૌદ્ધધર્મના કેટલાક પ્રકારો ગૃહસ્થના સંસારી જીવનને સાધુ અને ભિક્ષુના ત્યાગી જીવન કરતાં ઊતરતું માને છે, અને તેમનું ચાલ્યું હોત તો તેમણે આખી માનવજાતિને એકે સપાટે સંસારમાંથી ઉઠાવીને મઠમાં મૂકી દીધી હોત; પણ હિંદુધર્મનું તેવું નથી. હિંદુધર્મ સંન્યાસીના જીવનની કદર કરે છે ને તેને વિષે આદર ધરાવે છે, પણ તેણે ગૃહસ્થાશ્રમની નિંદા નથી કરી. ચાર આશ્રમમાંનો એકેએક આવશ્યક છે, અને જેટલે અંશે તે આવશ્યક છે તેટલે અંશે તે શુભંકર ને હિતાવહ છે. ફૂલ પાંદડાંનો ઉપહાસ નથી કરતું; પાંદડું ડાંખળીની અવગણના નથી કરતું; ને ડાંખળી મૂળનો ઇનકાર નથી કરતી. સામાન્ય નિયમ એ છે કે

આપણે એક આશ્રમમાંથી બીજામાં, બીજામાંથી ત્રીજામાં, એમ ક્રમે ક્રમે આગળ વધવું જોઈએ.

જીવન્મુક્ત પુરુષો જગતના કલ્યાણ વિષે બેપરવા નથી હોતા.* ભગવાન બુદ્ધને વિષે કહેવાય છે કે તેઓ નિર્વાણ પામવાની અણી પર હતા ત્યાંથી પાછા વળ્યા, અને તેમણે પ્રતિજ્ઞા કરી કે "જ્યાંલગી એક પણ જીવ ક્લેશ અને દુઃખ પામે છે ત્યાંલગી હું નિર્વાણમાં પ્રવેશ નહીં કરું." એ જ વિચાર આ ભવ્ય શ્લોકમાં સમાયેલો છે: "નથી મને રાજ્યની કામના, નથી સ્વર્ગની, કે નથી મોક્ષની. માત્ર દુઃખથી તપેલાં પ્રાણીઓની પીડા દૂર થાય એટલી એક જ કામના મને છે." × પરમ તપોનિધિ મહાદેવે જગતને ખાતર વિષપાન કર્યું ને નીલકંઠ બન્યા. જે મનુષ્ય જીવનની ચરમ કોટિએ પહોંચી જીવન્મુક્તરૂપે વિચરે છે ને કર્તવ્ય કર્મ કરવાને જીવનની નીચલી કોટિ પર ઊતરે છે, અને ત્યાં કષ્ટસહન, આપભોગ ને પ્રાણાર્પણની હિમ્મત બતાવે છે, તેની બંધનમુક્ત અવસ્થા સંસારમાં એ ગુણોરૂપે પ્રગટ થાય છે.

---

*अहंकारममकारत्याग एव संन्यासो वक्ष्यते । नाशेषशास्त्रार्थत्यागः । (સંન્યાસનો અર્થ અહંકાર અને મમત્વનો — હું અને મારું એ કલ્પનાઓનો — ત્યાગ છે; શાસ્ત્રોએ બતાવેલાં સર્વ કર્તવ્યોનો ત્યાગ નથી.) — મનુસ્મૃતિ ૬-૩૨ ઉપરનું મેધાતિથિનું ભાષ્ય.

× न त्वहं कामये राज्यं न स्वर्गं नापुनर्भवम् ।
कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम् ॥

સરખાવો:

यत्सर्वं जगतो दुःखं तत्सर्वं मयि पच्यताम् ।
बोधिसत्त्वशुभैर्नित्यं जगत् सुखितमस्तु च ॥

ચાર આશ્રમની આ વ્યવસ્થા હજુ હિંદુ માનસ પર પ્રભુત્વ ભોગવે છે. કોઈ પણ સમાજની સ્થિતિ સામાન્યપણે કેવી છે એની સારામાં સારી ખબર તેના જનસમૂહનું વર્તન જોવાથી હમેશાં નથી પડતી. દરેક સમાજમાં એક શિષ્ટ સંસ્કારી વર્ગ હોય જ છે; તે પોતાની આખી પ્રજાનો પ્રાણ, તેના મહાન આદર્શો, તેની બળવાન ભાવનાઓ, ને તેની સ્વભાવગત આકાંક્ષાઓ પોતાના આચરણ દ્વારા, બાકીના બધા વર્ગો કરી શકે તેના કરતાં વધારે અંશે, પ્રગટ કરે છે. આખી પ્રજા તેમને દષ્ટાંતરૂપ ગણે છે. દિવેટની ટોચ જ્યારે ઝળહળતી હોય ત્યારે આખો દીવો બળતો કહેવાય છે.

## વ્યાખ્યાન ૪થું

# હિંદુધર્મ : ૨

વિશાળ સમન્વયની જે ભાવના હિંદુ માનસની એક વિશેષતા છે તેનું એક દૃષ્ટાંત વર્ણવ્યવસ્થામાં મળે છે. એ માનસને એવો વિશ્વાસ છે કે ભિન્ન ભિન્ન પ્રજાઓનો ને વિભિન્ન સંસ્કૃતિઓનો સહકાર સાધવો શક્ય છે ને ઇષ્ટ છે. વર્ણવ્યવસ્થાની ઉત્પત્તિ સહિષ્ણુતા ને વિશ્વાસમાંથી થયેલી છે; એ વાત કહેતાં ભલે વિચિત્ર લાગે છતાં સાચી છે. હવે એ અધોગતિ પામીને જુલમ અને અસહિષ્ણુતાનું સાધન બની ગઈ છે, અને એની વૃત્તિ અસમાનતા કાયમ ટકાવવા તરફ ને અતડાપણાની ભાવના વધારવા તરફ ઢળે છે, છતાં આ દુષ્પરિણામો એ કંઈ વ્યવસ્થાના મુખ્ય ઉદ્દેશો નથી. ભારતવર્ષના વિચારકોને અધિકાર તો છે જ, પણ જો તેમની પાસે સત્તા હોય તો તેઓ આ વર્ણવ્યવસ્થાનું રૂપ એવું બદલી નાખે કે મૂળ કેવું હતું એ જાણવાની નિશાની સરખી ન રહેવા પામે. એ વ્યવસ્થાનાં માઠાં પરિણામ વર્ણવવાનો આજે મારો ઉદ્દેશ નથી; હું તો એના મૂળમાં રહેલા સિદ્ધાંતો તરફ તમારું ધ્યાન ખેંચવા ઇચ્છું છું.

આજના વર્ણોની ગમે તેવી તપાસ કરીએ તો એટલું દેખાઈ આવશે કે એ પ્રથાનું મૂળ અતિ જટિલ છે. વર્ણો જાતિ, કામ, સંપ્રદાય અને વ્યવસાય એવાં અનેક કારણને લઈને પડ્યા છે. કોઈ જૂના વર્ણના લોકો દેશના બીજા ભાગમાં જઈને વસે ત્યાં એ નવા વર્ણમાં ગણાય છે.

સંસ્કૃત 'વર્ણ' શબ્દનો અર્થ છે રંગ. તે પરથી સ્પષ્ટ દેખાય છે કે વર્ણને મૂળે ચામડીના રંગ સાથે સંબંધ હતો. આપણે ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસ પર નજર નાંખીએ તો જોઈએ છીએ કે આ દેશ પર એક પછી એક એમ અનેક જાતિઓની ચડાઈઓ સમુદ્રનાં મોજાંની પેઠે આવેલી છે. ભારતવર્ષના ઇતિહાસના આરંભકાળમાં પણ તેમાં અનેક ભિન્ન ભિન્ન પ્રજાસમૂહો — કાળા આદિવાસીઓ, મજબૂત બાંધાના દ્રાવિડો, પીળી ચામડીવાળા મોંગોલો, અને ઉલ્લાસથી ભરેલા બળવાન આર્યો — વસતા હતા. થોડા જ સમયમાં ભારતવર્ષે પારસીકો, ગ્રીકો અને સિથિયનો જોડે ગાઢ સંપર્ક કેળવ્યો, અને તેમાંના કેટલાક હિંદમાં કાયમના વસ્યા. હિંદુસ્તાનના જેવી જાતિવિષયક સમસ્યાઓ દુનિયાના બીજા કોઈ દેશને ઉકેલવાની આવી નથી.

ભિન્ન ભિન્ન પ્રજાઓના સંઘર્ષોની સમસ્યાના જુદા જુદા અનેક ઉકેલ માણસને સૂઝે છે — અન્ય પ્રજાનો સંહાર કરીને નિકંદન કાઢવું; તેને જીતીને તાબે કરવી; તેને પોતાની જોડે ભેળવીને આત્મસાત્ કરી લેવી; અથવા તો તેની સાથે મેળ સાધવો. પહેલો માર્ગ જગતના ઇતિહાસમાં ઘણી વાર લેવાયો છે. મનુષ્યની યાત્રાના માર્ગમાં અકાળે અંત પામેલી અગણિત પ્રજાઓની કબરો ઢેર ઢેર વેરાયેલી પડી છે. પણ માનવી જીવનના આ સંહાર માટે કંઈ વાજબી કારણ છે ખરું? કોઈ પણ એક જાતિની સંસ્કૃતિનો લોપ થાય ત્યારે જગતને કેટલી ખોટ જાય છે તેનો કશો ખ્યાલ આપણને છે ખરો? રેડ ઇંડિયનોએ જગતની પ્રગતિમાં દેખાતો કશો ફાળો આપ્યો નથી એ સાચું; પણ તેમનામાં અણવિકસી પડેલી જે સુષુપ્ત શક્તિઓ કાળે કરીને ઇશ્વરેચ્છાને બળે પરિપાક પામી હોત તેની આપણને કશી સ્પષ્ટ સમજ છે ખરી? આપણે શું આપણે પોતાને વિષે, જગતને વિષે ને ઇશ્વરી યોજનાને વિષે એટલું બધું જ્ઞાન ધરાવીએ છીએ કે એમ માની લઈએ કે

આપણી સંસ્કૃતિ, આપણી સંસ્થાઓ, અને આપણી રૂઢિઓ બીજી પ્રજાઓની સંસ્કૃતિ, સંસ્થાઓ ને રૂઢિઓના કરતાં — જે તેમની મોજૂદ છે તેના કરતાં જ નહીં પણ તેમનામાં જે સુપ્ત, અણવિકસી શક્તિઓ પડેલી છે તેના કરતાં પણ — બેસુમાર શ્રેષ્ઠતા ધરાવે છે? કોઈ પણ જાતિમાં શી શી શક્તિઓ સુપ્ત ને અણવિકસી પડી છે તેનો તાગ આપણે અગાઉથી ન કાઢી શકીએ. સંસ્કૃતિઓ એક દિવસમાં રચાતી નથી. અને વિધાતાએ જે બતાવી એના કરતાં વધારે દયા બતાવી હોત, અને આપણે આપણા અજ્ઞાનને લીધે બન્યા તેના કરતાં ઓછા ગર્વિષ્ઠ બન્યા હોત તો, હું કહેવાની હામ ભીડું છું કે, રેડ ઇંડિયનોના ફાળાને લીધે જગત વધારે સમૃદ્ધ બન્યું હોત. માનવજાતિની પ્રાચીનતા અને માનવસમૂહોના વિભાગીકરણની સરખામણીમાં તો આપણી સંસ્કૃતિ બહુ નવી છે. મહાન બ્રિટિશ પ્રજા, જે અત્યારે માનવજાતિને મોખરે છે, તેના પૂર્વજોનો જુલિયસ સિઝરે જે ચિતાર આપ્યો છે તે જોતાં તેઓ બહુ આગળ વધેલા હતા એમ લાગતું નથી. બ્રિટનમાં વસતા એ જંગલી લોકો, જેઓ પૂજા વખતે ચામડાં પહેરતા અને દેવોને શાંત કરવા માણસોને જીવતા બાળતા, તેઓમાં સુપ્ત પડી રહેલી પ્રચંડ શક્તિઓને તે વખતે કોણ પારખી શક્યું હોત? ટ્યૂટન પ્રજાના પૂર્વજોથી પરિચિત કોઈ પણ માણસ એવું ભવિષ્ય ન ભાખત કે એ પ્રજા સંગીત અને દર્શનશાસ્ત્રનાં ક્ષેત્રમાં યશસ્વી ફાળો આપશે. મનુષ્યમાં સુપ્ત, અણવિકસી પડેલી શક્તિ એટલી મોટી છે, અને ભિન્ન ભિન્ન પ્રજાઓ વચ્ચેના પાયાના ભેદો વિષેનું આપણું જ્ઞાન એટલું નજીવું છે કે દયાહીન બનીને પ્રજાઓનું દમન કરવું ને તેમનું નિકંદન કાઢવું એમાં શાણપણ નથી. માનવી સ્વભાવ અને ઇતિહાસ જરાક સમજતા થઈએ તો આપણે જંગલી અને આદિવાસી, અસંસ્કૃત અને પછાત પ્રજાઓ પ્રત્યે સમભાવ કેળવી

શકીશું, અને જોઈ શકીશું કે જે શાશ્વત નગરી પેલા સીધા ચડાવવાળા ને સાંકડા રસ્તાની ઉપર ઝળહળે છે ત્યાં પડતા આખડતા જવાનો પ્રયત્ન, ભલે પોતાની અધૂરી રીતે પણ, આ પ્રજાઓ કરે છે. વિકાસક્રમમાં ગમે એટલી ઓછી આગળ વધેલી દરેક પ્રજા, દરેક કોમ, માનવી માનસનો એક નમૂનો કે પ્રકાર રજૂ કરે છે. એ દરેક પ્રકારને તેનો પૂરતો પ્રાદુર્ભાવ અને વિકાસ સાધવામાં મદદ અને કેળવણી મળે એ માનવ-જાતિના હિતને અર્થે આવશ્યક છે. કોઈ પણ પ્રજાના જીવનની કે મરણની અસર બીજી પ્રજાઓ પર થયા વિના રહેતી નથી. વળી પ્રજાઓની પછાત દશા એ તેમની આસપાસનાં ભૌતિક, સામાજિક ને સાંસ્કારિક વાતાવરણ અને સંજોગોને આભારી હોય છે. પ્રજાઓને જ્યારે બહારની ઉત્તેજના આપવામાં આવે ત્યારે તેઓ નવાં સંજોગો ને વાતાવરણને અનુકૂળ થવાની ભારે શક્તિ બતાવે છે.

નિકંદન અશક્ય હોય ત્યારે જગતની બળવાન પ્રજાઓ બીજો રસ્તો — વિરોધીઓને તાબે કરવાનો — સ્વીકારે છે. ગુલામને બચાવો ને બળવાખોરને ચગદી નાંખો એ સૂત્રને તેઓ અનુસરે છે. જગતની પ્રબળ પ્રજાઓ જો કોંગો નદીને કાંઠે, બ્રાઝિલમાં, બોક્સર બળવા વખતે પેકિંગમાં, અને આજે અમેરિકામાં રંગીન પ્રજાઓ પ્રત્યે પોતે કરેલા વર્તનનું સ્મરણ કરે તો તેમનું અંતર તેમને ડંખ્યા વિના ન રહે. થોડા જ વખત પર લૉર્ડ મિલનરે પોતાનું બિરદ જાહેર કર્યું હતું. બ્રિટિશ સામ્રાજ્ય એટલે એક જ લોહીવાળી પ્રજાઓની બિરાદરી, અને બ્રિટિશેતર પરાધીન પ્રજાઓની ઉપર બ્રિટિશ પ્રજાનું પ્રભુત્વ, એવો અર્થ તેમણે કર્યો હતો. ઊંચા દરજ્જાવાળી પ્રજાઓ ઓછી સમર્થ અથવા ઓછી આગળ વધેલી પ્રજાઓને કચડી નાંખે એનું નામ સંસ્કૃતિ નથી. નબળા અને નાલાયકને મારી નાંખવાનો કે ગુલામ બનાવવાનો હક ઇશ્વર આપણને

આપતો નથી. એક પ્રજા બીજીના જેટલી ચતુર કે બળવાન કદાચ ન હોય; અને છતાં ઊંચામાં ઊંચો આદર્શવાદ એ માગે છે કે આપણે અસમાન લોકસમૂહોને પણ વિકસવાની ને આગળ વધવાની સમાન તક આપવી જોઈએ. આપણે દરેક પ્રજાની સ્વતંત્રતાને માન આપવું જોઈએ, અને જેઓ પછાત હોય તેઓ તેમની પરિસ્થિતિ અનુસાર મળેલી તકનો પૂરો ઉપયોગ કરે અને તેમનામાં કુદરતે મૂકેલાં વિશિષ્ટ લક્ષણોના અંકુરોને ખીલવે એવું ઉત્તેજન તેમને આપવું જોઈએ.

જુદી જુદી પ્રજાઓની વચ્ચે લોહીનું મિશ્રણ, જો તે ટૂંકા વખતમાં સાધવું હોય તો, મોટા પ્રમાણમાં થવું અશક્ય છે. કેમકે સેંકડો વરસનાં સામાજિક પરંપરા અને નૈસર્ગિક વારસાએ સ્વભાવ, માનસ અને શરીરના બાંધાના એવા સ્પષ્ટ ભેદો પેદા કર્યા છે કે તેનો એકે સપાટે નાશ કરવો શક્ય નથી. તેમ જ જાતિ જાતિ વચ્ચેના ભેદોની સમસ્યાનો તોડ લાવવા માટે જાતિઓનાં વ્યક્તિવૈશિષ્ટ્યો અને ભેદો ભૂંસી કાઢવાની જરૂર નથી. એકતાનો અર્થ એકરૂપતા નથી.

ભિન્ન ભિન્ન જાતિસમૂહોના સંઘર્ષના પ્રશ્ન પરત્વે હિંદુધર્મે લોકશાસનનો એકમાત્ર સુરક્ષિત માર્ગ લીધો — તે એ કે દરેક જાતિસમૂહને તેનામાં રહેલા ઉત્તમ અંશો, બીજા સમૂહોની પ્રગતિને બાધક ન નીવડે એવી રીતે, ખીલવવાની છૂટ આપવી જોઈએ. ઇતિહાસના પ્રવાહમાં રચાયેલો દરેક લોકસમૂહ અજોડ ને વૈશિષ્ટ્યવાળો છે, અને ઈશ્વરી યોજનામાં તેની પણ કંઈક કિંમત ને ઉપયોગિતા છે; અને ઊંચામાં ઊંચો નીતિધર્મ એ આવશ્યક ગણે છે કે આપણે એ સમૂહના વ્યક્તિત્વને માન આપવું જોઈએ. વર્ણને આ જાતિભેદની દૃષ્ટિએ જોતાં, તેમાં માનવી સમૂહોની અનંત વિભિન્નતાનો સ્વીકાર કરેલો છે. વેદકાલીન આર્યોએ ભારતવર્ષમાં પોતાનું જીવન કડક ને સંકુચિત દૃષ્ટિ રાખીને

શરૂ કર્યું હતું, ને તેઓ પોતાને એક પ્રકારની શ્રેષ્ઠતાવાળી પ્રજા માનતા હતા; પણ થોડા જ વખતમાં તેમણે વ્યાપક દૃષ્ટિ કેળવી, અને આખી માનવજાતિને લાગુ પડે એવા સદાચારના નિયમ — માનવધર્મ — ઘડયા. જે પુરુષોએ હિંદુસ્તાનમાં વસતી જુદી જુદી જાતિઓને ભેગી કરવાના પ્રયાસ કર્યા તેઓ હિંદુ સમાજના સર્જક તરીકે પૂજાય છે. રામે દક્ષિણ ભારતને સુધારવાના કામમાં વાનર રીંછ વગેરે આદિવાસી જાતિઓનો ઉપયોગ કર્યો હતો. તેમણે આર્યો અને અનાર્યોને ભેળા કર્યા હતા. કૃષ્ણ અને બુદ્ધે પણ તેમ જ કર્યું હતું.

જ્યારે આદિવાસી કોમોએ અને બીજાઓએ હિંદુ દૃષ્ટિબિંદુનો સ્વીકાર કર્યો ત્યારે તેમણે પોતાનું વ્યક્તિત્વ છોડી ન દીધું, પણ તેમાં ફેરફાર કર્યો. તેની સાથે તેમણે જે હિંદુ ભાવના અપનાવી તેમાં પણ ફેરફાર કર્યો. ફેરફાર જેટલો જૂના આદર્શમાં થયો તેટલો જ નવા સમૂહના રૂપમાં થયો. એ કોમોને હિંદુધર્મના વિશાળ જીવનમાં દાખલ કરવામાં આવી, ત્યાં તેમને એ જીવનથી મળતી તકો અને જવાબદારીઓ પ્રાપ્ત થઈ: હિંદુઓના બૌદ્ધિક ને સાંસ્કારિક જીવનમાં ભાગ લેવાની તક; અને તેના વિચાર, તેની નૈતિક પ્રગતિ અને તેની આધ્યાત્મિક મૂડીમાં — ટૂંકામાં, રાષ્ટ્રના જીવનને લગતી બધી બાબતોમાં — ફાળો આપવાની જવાબદારી. નવા આવનાર દરેક સમૂહે હિંદુ વિચારોનું પોતપોતાની વિલક્ષણ રીતે રૂપાંતર કર્યું. આદિવાસી કોમોની નવા સંસ્કાર ગ્રહણ કરવાની અશક્તિ આપણે વધારેપડતી ન માની લઈએ. તેમનો પણ જંગલીપણાના કીચડમાંથી ઉદ્ધાર કરવામાં આવ્યો, અને તેમનામાં નમ્રતાની ભાવનાનો સંચાર કરવામાં આવ્યો. એક જ ભૂમિ પર રક્ષાયેલી, એક જ માનસિક ને નૈતિક વાતાવરણની અસર તળે વિકસતી આ ભિન્ન ભિન્ન આદિવાસી કોમોનું સંસ્કારનું ધોરણ સુધર્યું, એટલું જ નહીં પણ તેમનાં

મૂળ ભિન્ન હોવા છતાં તેઓ એકબીજાની સાથે હળીમળીને રહેવા લાગી. મિ. વેલેનટાઈન શિરોલે કહ્યું છે: "હિંદુધર્મની અવનવાં રૂપ ધારણ કરનારી અને સૂક્ષ્મ શક્તિઓએ, જેનો ઇતિહાસ મળે છે એથી પણ જૂના જમાનામાં, અપાર વૈવિધ્યવાળી અનેકાનેક પ્રજાઓની માન્યતાઓ ને રૂઢિઓને ઓગાળી, ઢાળીને એક નવું વ્યાપક ચોકઠું એવું તૈયાર કર્યું હતું જે એટલું સ્થિતિસ્થાપક હતું કે ભારતવર્ષની ઘણીખરી આદિવાસી પ્રજાઓને તેની તળે આશ્રય મળી શકે, અને એટલું કડક હતું કે તેના બળ વડે આર્ય હિંદુઓનું પ્રભુત્વ કાયમ ટકી રહે."*

કોઈ પણ જાતનાં નિયમ કે મર્યાદા વિના જુદી જુદી પ્રજાઓ એકબીજાની જોડે ભળી જાય એને હિંદુ વિચારકોએ ઉત્તેજન આપ્યું ન હતું. એ જુદી જુદી પ્રજાઓ આહાર અને વિવાહના જે નિયમો પાળતી હતી તે હિંદુ ધર્મશાસ્ત્રોએ કબૂલ રાખ્યા. જેમને આપણે નીચા વર્ણો ગણીએ છીએ એમને પણ એમનાં સ્વતંત્ર વિધિનિષેધો, નીતિનિયમો અને માન્યતાઓ છે; ને તે તેમણે જમાનાઓ દરમ્યાન પોતાને માટે સરજાવ્યાં છે. એ સમૂહના દરેક માણસને તેના પ્રજાકીય સંસ્કારોનો વારસો પેઢીઉતાર મળ્યાં જ કરે છે. આચારો અને રૂઢિઓના નિયમોમાં જે ભેદ હોય છે તેને લીધે જ એક સમૂહ તેના પડોશીઓથી નોખો પડે છે ને નોખો ઓળખાય છે. એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કે કુળ એટલે આચાર.× બીજાઓના આચાર-વિચાર આપણને ગમે તેટલા અણઘડ ને જૂના લાગતા હોય, પણ આપણે એ વસ્તુનો ઇનકાર તો ન કરી શકીએ કે એ આચારવિચારોનો સ્વીકાર કરનાર સમાજ એમની મદદથી આંતરિક સુખશાંતિમાં ને બીજાઓ જોડે હળીમળીને રહી શકે

* *India: Old and New*, pp. 42-3.

× न कुलं कुलमित्याहुराचारं कुलमुच्यते ।

છે. દરેક માણસને માટે પોતાના જ વર્ણમાં પરણવું એ એક ટેક થઈ જાય છે; અને નીચા ગણાતા વર્ણની સ્ત્રી વર્ણ બહારના પુરુષને પરણવાની ના પાડશે, પછી ભલેને તે ઊંચા ગણાતા વર્ણનો કાં ન હોય.

હિંદુ વર્ણધર્મ સ્ત્રીપુરુષોના અમર્યાદ મિશ્ર વિવાહને પસંદ નથી કરતો, છતાં એવા મિશ્ર વિવાહો અને લોહીના ભેળસેળ, મોટે ભાગે અજાણતાં, ઘણા થયેલા છે, અને કોમ કોમ વચ્ચે જે સ્વભાવગત ભેદો હતા તેમાં પરિવર્તનો થયાં છે. પ્રાચીનતમ પ્રજાઓમાં જે સમૂહો જે રૂપમાં હતા તે સમૂહો તેના તે જ રૂપે કેવળ જંગલી ને બાહ્ય જીવનથી અતિ અલિપ્ત એવી પ્રજાઓમાં જ મળી આવે છે, માનવજાતિની પ્રગતિમાં ભાગ ભજવનાર સમાજોમાં મળતા નથી. હિંદુ પ્રજામાં પરદેશી લોહીનું મિશ્રણ સારી પેઠે થયું છે; અને એ પ્રજાની અંદર પણ બ્રાહ્મણથી માંડીને ચાંડાળ સુધીના સમૂહોમાં માંહોમાંહે લોહીનો પ્રવાહ સતત વહ્યાં જ કર્યો છે. લોહીના મિશ્રણ પર કાળજી-પૂર્વક નિયમન રાખવા અનુલોમ ને પ્રતિલોમ વિવાહના નિયમો ઘડવામાં આવેલા છે; જોકે એ મિશ્ર વિવાહોમાં પણ સ્વૈરા-ચારને ઉત્તેજન અપાતું નહોતું. મનુએ સવર્ણ વિવાહને શ્રેષ્ઠ ગણ્યા છે ખરા, પણ પુરુષોના 'નીચલા' વર્ણની સ્ત્રીઓ સાથેના (અનુલોમ) વિવાહને તે નભાવી લે છે. પ્રતિલોમ, એટલે કે 'ઉપલા' વર્ણની સ્ત્રીઓ સાથે 'નીચલા' વર્ણના પુરુષોના, વિવાહ તે યોગ્ય ગણતા નથી; છતાં એવા વિવાહોની વિવિધ સંતતિનાં નામોની યાદી ને તેમનાં વર્ણન તો તેમણે આપ્યાં જ છે. પ્રતિલોમ વિવાહ ભલે યોગ્ય ન ગણાતા, છતાં થતા તો ખરા જ. રૂઢિ અથવા કાયદાએ અગાઉ નિષિદ્ધ અથવા અનુચિત ઠરાવેલા પણ અમુક વખત પછી ક્ષમ્ય ગણેલા એવા વિવાહો-માંથી નીપજતા સમૂહોને સમાજમાં સમાવી લઈ ત્યાં તેમનું કંઈક નિયત સ્થાન ઠરાવવા માટે મિશ્ર પ્રકારના વર્ણો ઉપજાવેલા

છે. આજે જેઓ ' અસ્પૃશ્ય ' ગણાય છે તેમાંના કેટલાક સમૂહો સ્વૈરપણે કરેલા મિશ્ર વિવાહોની સંતતિ છે એમ કહેવાય છે.

આપણે આ પ્રશ્નની ચર્ચા કરીએ છીએ તે દરમ્યાન એટલું કહેવું જોઈએ કે હિંદુધર્મ સર્વ પ્રકારના મિશ્ર વિવાહને હાનિકારક ગણી નિંદ્ય ઠરાવતો નથી. બે પક્ષો જ્યારે લગભગ સરખી કોટિના સંસ્કારવાળા હોય ત્યારે મિશ્ર વિવાહ બહુ જ લાભકર્તા નીવડે છે. યુરેશિયનો ( ગોરા પિતા ને હિંદી માતાની પ્રજા)નું ખેદજનક દૃષ્ટાંત હમેશાં ટાંકવામાં આવે છે, પણ એમાં તો પુરુષ અને સ્ત્રી એ બે પક્ષો વચ્ચે ઘણો જ ભેદ હોય છે. વળી જે સંજોગોમાં એ વર્ગના માણસો જન્મે છે ને શિક્ષણના સંસ્કારો મેળવે છે તે સંજોગો એવા હોય છે કે સારામાં સારા માણસો પણ બગડે. જે ગોરો પુરુષ હિંદી સ્ત્રીને ફસાવે છે તે લગભગ હમેશાં સ્ત્રી માતા થતાંવેંત તેનો ત્યાગ કરે છે, અને વ્યભિચારના ફળરૂપે જન્મનારું બાળક પૂરું પોષણ નથી પામતું, ઘણો તિરસ્કાર પામે છે, અને એકંદરે એવી સ્થિતિમાં ઊછરે છે જે બહુ ઇચ્છવા જેવી નથી હોતી. કેવળ વારસાની નહીં પણ પરિસ્થિતિની પણ અસર થાય જ છે.

છતાં સવર્ણ વિવાહનો સિદ્ધાંત નિરુપયોગી નથી. આનુવંશિક સંસ્કારોની અસર શું એટલી બધી છે કે માત્ર સવર્ણ વિવાહો જ યોગ્ય ગણાય ? એ પ્રશ્નનો નિર્ણય કઠણ છે. પ્રકૃતિ વિરુદ્ધ સંસ્કારના સવાલની ગરમાગરમ ચર્ચા હજુ પણ થાય છે. લોકશાસન પર વિશ્વાસ રાખનારા એમ ખચીત માને છે કે ઉપલા વર્ગોની શ્રેષ્ઠતા કંઈ એમના શુદ્ધ લોહીને લીધે કે એમને પેઢીઉતાર મળેલા સંસ્કારોને લીધે નથી. પણ હિંદુ મતને જૂના ગ્રીક વિચારનો અને આધુનિક વિજ્ઞાનનો ટેકો છે. ગ્રીકો આનુવંશિક સંસ્કારોમાં માનતા, અને હલકાં લોહીવાળાને વીણીવીણીને નાબૂદ કરવા ને ચડિયાતાં લોહીવાળાની

પ્રજાવૃદ્ધિ કરાવવી, ને એ રીતે પ્રજાનું ખમીર સુધારવું, એવો સિદ્ધાંત એમણે સ્થાપ્યો હતો. છેક ઈ. સ. પૂર્વેના છઠ્ઠા સૈકાના એક ગ્રીક કવિ (મેગારાનો થિઓનીસ) એ લખેલું: "આપણે સારી ઓલાદના ઘેટા, ગધેડા ને ઘોડા ખોળીએ છીએ, ને ત્યારે આપણે માનીએ છીએ કે સારાં માબાપની ઓલાદ સારી નીવડે; છતાં સારો માણસ બૂરા બાપની બૂરી છોકરીને પરણતાં અચકાતો નથી. . . . પછી આપણા લોકોની ઓલાદ વંઠે એમાં નવાઈ નથી; કેમકે એમાં સારા સાથે બૂરું ભળેલું હોય છે." પ્રજાનું ખમીર સુધારવા માટે સ્ત્રીપુરુષોને પસંદ કરીકરીને પરણાવવાં એવો પ્લેટોનો મત આપણને જાણીતો છે. ઍરિસ્ટોટલ પણ માનતો કે રાજ્યે પ્રજાના શ્રેષ્ઠ પ્રકારોની વૃદ્ધિને ઉત્તેજન આપવું જોઈએ. અઢારમા સૈકામાં માણસોની જન્મસિદ્ધ સમાનતા પર વધારે ને વધારે ભાર મુકાયેલો. લૉક અને રૂસો, તથા ફ્રેંચ અને અમેરિકન સ્વાતંત્ર્યની ઘોષણાઓ કરનાર વિચારકોના મતને અનુસરી અંગ્રેજ ઇતિહાસકાર બકલે માનેલું કે માણસો નરમ માટીની પેઠે તેમની પરિસ્થિતિથી ઘડાય છે. પણ આધુનિક વિજ્ઞાન માને છે કે આ મતમાં પરિસ્થિતિની અસર વધારેપડતી આંકેલી છે. પ્રગતિનો આધાર વાતાવરણ અને સંજોગોના પલટા પર રહેલો નથી. વિકાસનો ક્રમ આનુવંશિક સંસ્કારોને અનુસરે છે એ ડાર્વિનનો અભિપ્રાય ગોલ્ટને, અને વિઝમૅન તથા ડિવ્રાઇઝ જેવા બીજા પ્રાણીશાસ્ત્રીઓએ ઉપાડી લીધો, અને સુપ્રજનનનું શાસ્ત્ર આજે કંઈક સુરક્ષિત ને સંગીન પાયા પર ઊભેલું છે. જીવાણુને કાળજીપૂર્વક છૂટો પાડી, તેને બાહ્ય અસરોથી સુરક્ષિત રાખવાથી તે તેના પૂર્વનિર્મિત વિકાસક્રમે ચાલે છે, તેમાં તેની અદ્‌ભુત શક્તિ દેખાઈ આવે છે. તેની આડે અંતરાય નાંખવામાં આવે ત્યારે પણ તે વિરોધને ઓળંગી જઈ ફરી પોતાને નિયત માર્ગે

જવાને મથે છે. આપણા શરીરના દરેક અણુમાં સૂક્ષ્મ પરમાણુઓ રહેલા છે, ને લગભગ એમ કહી શકાય કે તેના પરથી જ આપણા જીવનની — ઊંચાઈ અને વજન, આકાર અને રંગ, જ્ઞાનતંતુનું તંત્ર ને ચેતનશક્તિ, સ્વભાવ અને બુદ્ધિની — રચના નિશ્ચિત થાય છે. આપણા દેહમાંના પ્રત્યેક જીવાણુ-માંના અડધા પરમાણુ પિતા તરફથી ને અડધા માતા તરફથી મળે છે, અને તે આપણને આપણામાં આપણાં માતપિતાના ગુણો તંતોતંત ઉતારે છે. આપણાં માતાપિતા, દાદાદાદી, ને તેમનાં પણ માતપિતામાં અબુધપણા કે ગાંડપણના કંઈ અંશો હશે તો તે આપણાં બાળકો ને તેમનાં બાળકોનાં બાળકોમાં ઊતરશે. હિંદુ વિચારકોએ — કાં તો અંતરદૃષ્ટિથી અથવા તો લૌકિક હિસાબથી — આનુવંશિક સંસ્કારોની હસ્તી માની લીધી, અને જેઓ લગભગ સમાન જાતિ અને ગુણવાળાં હોય તેવાં જ સ્ત્રીપુરુષોના વિવાહને ઉત્તેજન આપ્યું. પહેલા વર્ગના કુટુંબનાં પુરુષ કે સ્ત્રી ઊતરતા પૂર્વસંસ્કારવાળાં સ્ત્રી કે પુરુષને પરણે તો એકનો સારો વારસો બીજાના ખરાબ વારસા જોડે ભળીને કલુષિત થાય, અને પરિણામે બાળકને જીવનના આરંભમાં જ એક મોટો અંતરાય નડે. માતપિતા જો લગભગ સમાન વર્ગનાં હોય તો બાળક લગભગ માતપિતાનું સમોવડિયું નીવડશે. લોહીની અસર અચૂક થાય જ છે. પરિસ્થિતિ અને વાતાવરણની ગમે તેટલી મદદ આપીએ તોપણ આપણે મધ્યમ બુદ્ધિવાળાં માબાપથી પ્રતિભાશાળી સંતતિ અથવા જન્મસિદ્ધ મૂર્ખતાવાળાંમાંથી સારી કુશળતાવાળી પ્રજા નિર્માણ ન કરી શકીએ.

પણ એનો અર્થ એવો નથી કે કેવળ પ્રકૃતિની જ અસર થાય છે ને સંસ્કાર કશા કામના નથી. સંસ્કારના પ્રકારનો આધાર તે તે જાતિસમૂહ અને તેના પ્રકાર ઉપર રહે છે. જ્યાં સુધી આપણે ત્યાં વર્ણવ્યવસ્થા હતી ત્યાં સુધી પ્રકૃતિ

અને સંસ્કાર વચ્ચે સહકાર હતો. સામાજિક આનુવંશિક સંસ્કાર જેવી વસ્તુ પણ છે. ઉતરોત્તર પેદા થતી દરેક પેઢી જ્ઞાનપૂર્વક પ્રયત્ન કરીને પોતાના જાતિસમૂહે સંચિત કરેલા સામાજિક સંસ્કારો પ્રાપ્ત કરી શકે છે.[1]

---

૧ 'પૉપ્યુલર સાયન્સ સિફ્ટિંગ્ઝ' નામના છાપામાં માર્ટિન કાલાકાક નામના એક માણસનો નીચેનો રસપ્રદ હેવાલ થોડા દિવસ પર પ્રસિદ્ધ થયો હતો :

"માર્ટિન કાલાકાક અમેરિકાએ કરેલા બળવાની લડાઈમાં એક જુવાન સૈનિક હતો. તેના પૂર્વજો ઉત્તમ શ્રેણીના હતા. પણ લડાઈ વખતે સર્વત્ર ફેલાયેલા સ્વચ્છંદમાં અને અસાધારણ સમાજ-સ્થિતિમાં તે પોતાના ખાનદાન લોહીનો વિચાર કરવો ભૂલી ગયો. તેને એક શરીરે દેખાવડી પણ મનની નબળી છોકરી મળી. એ મિલનને પરિણામે એક નબળા મનનો છોકરો થયો. એ છોકરો મોટો થયો અને એના જેવાં જ હલકાં કુળ ને સંસ્કારવાળી સ્ત્રીને પરણ્યો. એ સંબંધથી ઘણી સંતતિ થઈ. આ બાળકો વળી તેમના જેવાં સ્ત્રીપુરુષોને પરણ્યાં, અને અત્યારે છ પેઢીથી એ જાતની સંતતિ વધતી ગઈ છે. લાંબા સમય પરની પેલી સંભોગની રાત પછી, માર્ટિન કાલાકાક અને પેલી નબળી છોકરી સુધી પોતાની વંશાવળી ગણાવી શકે એવા ૪૮૦ જીવોનો ઉમેરો જગતની વસ્તીમાં થયો છે. એમાંનાં ૧૪૩ નબળા મનનાં, ૩૩ અનીતિમાન, ૩૬ લગ્નબાહ્ય સંબંધથી જન્મેલાં, ૩ વાઈના ફેફરાવાળાં, ૩ ગુના કરનારાં ને ૮ વેશ્યાખાનાં ચલાવનારાં નીવડ્યાં છે. પણ પેલો મૂળ માર્ટિન, આ કૌવચના ભયાનક વાવેતર પછી, છેવટે તેજસ્વી બુદ્ધિવાળી ને ઉમદા ખવાસની એક ક્વેકર યુવતીને પરણ્યો હતો. એ સંબંધમાંથી ૪૯૬ વંશજો જન્મ્યાં છે. એમાંથી ઘણા ગવર્નરો, સૈનિકો, એક મોટી વિદ્યાપીઠનો સ્થાપક, ડાક્ટરો, વકીલો, ન્યાયાધીશો, કેળવણીકારો, જમીનદારો, અને સમાજજીવનના દરેક ક્ષેત્રમાં અગ્રેસર એવાં ઉપયોગી નાગરિકો અને સ્તુતિપાત્ર માતપિતા નીવડ્યાં છે. એમાંનો છેલ્લો જે એક માણસ જોવામાં આવ્યો તે અત્યારે ધનવાન ને પ્રતિષ્ઠિત છે."

આપણે જો સમાજવ્યવસ્થાનો આપઘાત અટકાવવો હોય તો વૈવાહિક સંબંધોની બાબતમાં કંઈક મર્યાદાઓ પાળવી જ રહી. વિવાહો એક વર્ણમાં જ થવા જોઈએ એવું નથી, પણ સંસ્કૃતિ અને સામાજિક વિકાસની લગભગ સમાન કક્ષાનાં સ્ત્રીપુરુષોમાં થાય એટલી હદ તો રાખવી જોઈએ; કેમકે વર્ણો પણ સંસ્કારની બાબતમાં અધોગતિ પામે છે. દીકરા બાપદાદાનો ધંધો કરે એવી અપેક્ષા રખાય છે, તેથી શ્રેષ્ઠ વ્યક્તિઓને તેમના જાતિસમૂહ કરતાં ઊંચે ચડવા દેવામાં આવતી નથી, અને કનિષ્ઠ વ્યક્તિઓને પોતાના જન્મપ્રાપ્ત વર્ણથી નીચે ઊતરી યથોચિત વર્ણમાં જવા દેવામાં આવતી નથી. વર્ણની જે રચના આજે છે તેમાં ઊંચા વર્ણમાં જન્મેલા ઠોઠ અને નીચા વર્ણમાં જન્મેલા બુદ્ધિશાળીઓને માટે સ્થાન રાખેલું નથી. નબળા અને નીચલી કોટિનામાં શિક્ષણ અને સમજાવટથી સ્ફૂર્તિ લાવવાનો પૂરો પ્રયત્ન કરવો જોઈએ એ ખરું; પણ વિના વિચારે કે પસંદગીએ બાંધેલા વિવાહસંબંધો હમેશાં ઇચ્છવાજોગ જણાતા નથી.

જાતિઓ અને કોમો વચ્ચે મોટી ઊથલપાથલો ને ઉત્પાતો પેદા કર્યા વિના હિંદુધર્મે ધીરે ધીરે ભિન્ન ભિન્ન પ્રજાઓની વચ્ચે મેળ પેદા કર્યો છે. ભિન્ન ભિન્ન પ્રકારની પ્રજાઓને એક સમાજમાં ભેગી રાખવાના પ્રયત્નરૂપે વર્ણવ્યવસ્થાના સમન્વયનો આરંભ થયો હતો. બેશક એવા ઘણા પ્રાણીપૂજકો છે જેમને હિંદુધર્મમાં ભેળવવામાં આવ્યા નથી. હિંદુ ભારતે જ્યારે સ્વાતંત્ર્ય ગુમાવ્યું ત્યારે બહારના લોકોને ભેળવી લેવાનું ને સુધારવાનું તેનું કામ અટકી પડ્યું; જોકે અત્યારના હિંદુ નેતાઓ ધીરે ધીરે એ પ્રજાઓ તરફની પોતાની જવાબદારી સમજવા લાગ્યા છે ખરા.

હિંદુધર્મની ઉપર બહારથી જે શક્તિઓ દબાણ કરી રહી હતી તેના જવાબરૂપે તેણે વર્ણવ્યવસ્થા યોજેલી. હિંદુધર્મે

જે જુદી જુદી કોમોને પોતામાં ભેળવી તેમને આ સાધન વડે સુધારી. કોઈ પણ જનસમૂહ કોઈ પણ અર્થમાં બીજા બધાથી નિરાળો દેખાય તો તેનો નોખો વર્ણ ગણાય. જ્યારે કોઈ જનસમૂહ ગુણ, કર્મ, સંસ્કાર વગેરેનો એક વિશિષ્ટ પ્રકાર દાખવે ત્યારે નવા વર્ણનો ઉદ્ભવ થાય. મૂળ ધર્મરૂપી જનનીના ઉદરમાંથી કોઈ પાખંડવાદ નીકળે ને તે ફેલાય ને જનસમૂહનો નવો પ્રકાર પેદા કરે તો એક નવો વર્ણ પેદા થાય. હિંદુ સમાજે જેટલા પ્રકારભેદ પાડવા યોગ્ય ગણાય તેટલા પાડ્યા છે, અને નવા પ્રકારો પેદા થતા જાય તેમ તેમ તેનો સ્વીકાર કરવા તે તૈયાર છે. વિશ્વની રચનામાં જેમ જટિલતામાં સુવ્યવસ્થા છે, અનેક ધ્વનિમાંથી સુરીલું સંગીત નીકળે છે, એક પરમ તત્ત્વમાં અનેક ભિન્ન તત્ત્વો વસે છે, તેવી ઢબે પોતાની રચના કરવી હિંદુ સમાજને રુચે છે.

આજે ઘણા તેજસ્વી લેખકો આપણને જગતમાં પ્રજા પ્રજા વચ્ચે ફાટી નીકળનારા દાવાનળ સામે ચેતવી રહ્યા છે. જાતીય અસ્મિતા એ આપણા જમાનામાં પ્રગટેલી એક નવી વસ્તુ છે. રંગીન પ્રજાઓ જગતના અંકુશમાં હિસ્સો માગે છે. જેઓ રાજકીય તાબેદારીમાં પડેલા છે તેઓ રાજકીય સ્વાતંત્ર્ય માગે છે. જે મુલકોમાંથી લોકો પરદેશ જાય છે, ને જે મુલકોમાં લોકો પરદેશથી આવીને વસે છે, એ બે પ્રકારના મુલકો વચ્ચેના સંઘર્ષે અતિ તીવ્ર રૂપ ધારણ કર્યું છે. જ્યારે નબળી, અજ્ઞાન અને ફૂવડ પ્રજાઓનું નિકંદન કાઢવામાં આવ્યું અથવા તેમને તાબેદાર બનાવવામાં આવી ત્યારે એ પદ્ધતિના બચાવમાં એમ કહેવામાં આવ્યું હતું કે જંગલી કોમો ને પ્રાચીનતમ પ્રજાઓ તેમનાં રહેઠાણોમાં નિરાંતે, વિનાદખલે રહેવાની આશા રાખી ન શકે; કેમકે ખેતરોને પડતર રાખવાં ને કાચા ધાતુ ખોદ્યા વિના પડી રહેવા દેવી દુનિયાને પરવડે નહીં; અને જેઓ યદૃચ્છાએ

ફળદ્રુપ પ્રદેશોમાં વસી ગયા છે તેઓ જો તે પ્રદેશોને ખીલવી ન શકે એટલા નિર્બળ ને આળસુ હોય, તો એ પડતર જગાઓને રસાળ બનાવી શકે એવા લોકો અગાઉની પ્રજાઓને હઠાવીને તેમની જગા લે એ ઉચિત અને આવશ્યક છે. પ્રજાઓ ગમે તેમ રખડતી હતી તેમાં કોઈ ટોળીએ હીરાની ખાણ કે ઘાસતેલના કૂવાવાળી જમીન પર, તે જમીનમાં ખાણ કે કૂવા છે એની કશી જાણ વિના ને એ ચીજોના ઉપયોગની ગતાગમ વિના, તંબૂ ઠોક્યા, એટલી હકીકત પરથી તે ટોળીને એ સ્થાનની આગવી માલિકી ધરાવવાનો હક પ્રાપ્ત થતો નથી. કોઈ પણ દેશ પોતે પોતાનો માલિક નથી. જગતની જરૂરિયાતોના વિચાર આગળ બીજી બધી વસ્તુઓ ગૌણ બની જાય છે. પણ આ દલીલ આજની સ્થિતિને લાગુ પાડવામાં આવતી નથી. એક તરફ અમુક દેશોમાં વસ્તીનું પ્રમાણ વધી જવાથી હજારો માણસો સ્વદેશ છોડીને કામધંધો શોધવા પરદેશ જાય છે, અને બીજી તરફ જેની ખિલવણી માટે બુદ્ધિશાળી મજૂર કારીગરોની જરૂર છે એવા ઓછી વસ્તીવાળા અફાટ પ્રદેશો પડ્યા છે, છતાં એ બેનો બંધ બેસવા દેવામાં આવતો નથી. અમેરિકા, ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા વગેરે દેશોમાં રંગીન લોકોને વસવાટ કરવાની મનાઇ છે. દક્ષિણ અમેરિકામાં વસ્તી ઘણી ઓછી છે, અને તેમાં અત્યારના કરતાં દસગણી લોકસંખ્યા સહેજે સમાઈ શકે ને તેનું ઉત્પાદન લગભગ અમર્યાદ પ્રમાણમાં વધી શકે એમ છે. કેટલાક મુલકો એવા છે જે વસ્તીને માટે તલસે છે, જ્યારે બીજા કેટલાક એવા છે જ્યાં વસ્તી ઊભરાઈ જાય છે; અને છતાં જાતિનું ગુમાન અને સત્તાનો પ્રેમ તાત્ત્વિક ન્યાય અને આર્થિક આવશ્યકતાના બધા વિચારોને ઠોકરે ઉડાવે છે. જાતિઓને લગતા પ્રશ્નના સહેલા ઉકેલમાં રહેલી વહેવારુ મુસીબતોની ચર્ચા હું અહીં કરવા નથી માગતો. એ મુસીબતો

તો ભારે છે; પણ વસુધા એક મહાકુટુંબ છે એ ભાન જાગે, અને એ સત્ય આપણા સર્વ સંબંધોમાં પ્રગટ થાય તો જ એ મુસીબતો દૂર થાય. આપણો પુરુષાર્થ એવી દુનિયા પેદા કરવા માટે હોવો જોઈએ જેમાં સર્વ પ્રજાઓ હળીભળી શકે, દરેક પોતાની ખાસિયતો ટકાવી રાખે અને તેમાં જે ઉત્તમ અંશો હોય તેનો વિકાસ સાધે.

હિંદુધર્મના ઇતિહાસમાં બહુ જ વહેલાં વર્ણભેદ એટલે હિંદુધર્મમાં જે અનેક થરો જામી ગયા હતા તે, એવો અર્થ થયો હતો. વર્ણની એક બાજુ જાતિસૂચક છે ને બીજી વ્યવસાયસૂચક છે. એ બેની વચ્ચે ગોટાળો થવાનું પરિણામ એ આવ્યું છે કે દરેક વર્ણના બંધારણને અંગે જે નિયમો છે, ને જેની કડકાઈ હજુ કાયમ રહી છે, તેમાં જાતિઓની રૂઢિઓના જૂના અતડાપણાનો અંશ હજુ રહી ગયો છે. વર્ણવ્યવસ્થા સમાજની સુસ્થિતિ માટે રચાયેલી હોઈ તે માનવીની યોજેલી છે, અને ઈશ્વરે નિર્માણ કરેલી ગૂઢ વસ્તુ નથી. સમાજમાં ભેદો છે એ વસ્તુસ્થિતિ છે; એકતા હોવી જોઈએ એ આદર્શ છે; એ બંને તરફ નજર રાખીને સમાજનું નિયમન કરવાનો વર્ણધર્મ એ એક પ્રયત્ન છે. તેને વિષે પ્રથમ ઉલ્લેખ પુરુષસૂક્તમાં આવે છે; ત્યાં સમાજના વિવિધ વર્ગોને વિરાટ પુરુષના અવયવો તરીકે વર્ણવ્યા છે. માનવસમાજ એ એક સજીવ ને અવિકલ દેહ છે, એટલે સ્વાભાવિક રીતે તેના અવયવો પરસ્પરાવલંબી એવી રીતે છે કે પ્રત્યેક અવયવ પોતાનું વિશિષ્ટ કાર્ય કરે તો જ દેહ નભી શકે; તેમ જ દરેક અવયવના સ્વકર્તવ્યના પાલનની અન્યના કર્તવ્યપાલન ઉપર પણ અસર થાય જ છે. એ અર્થમાં આખો દેહ પ્રત્યેક અવયવમાં મોજૂદ છે, અને પ્રત્યેક અવયવ દેહની હસ્તી માટે અનિવાર્ય છે. દરેક સમાજ અનેક સમૂહોનો બનેલો હોય છે, અને તે સમૂહો સમાજની જરૂરિયાતો પૂરી કરવા માટે પોતપોતાનું કામ કરે છે. જુદા જુદા સમૂહો એક

સમાન ધ્યેયની સિદ્ધિને અર્થે કામ કરે છે, તેથી તેઓ ઐક્ય અને સામાજિક ભ્રાતૃભાવની ભાવનાથી એકસૂત્રે બંધાયેલા હોય છે. સાંસ્કારિક અને આધ્યાત્મિક, લશ્કરી અને રાજકીય, અને અર્થોત્પાદક સમૂહો, તથા કેવળ શરીરશ્રમનું કામ કરનાર મજૂરો, એ ચાર વર્ગો મળીને ચાતુર્વર્ણ્ય થાય છે. માનવી જીવનનાં જુદાં જુદાં કાર્યોના વિભાગ સ્પષ્ટપણે પાડેલા હતા, અને તે વિભાગો પોતપોતાની ખાસિયત ધરાવવા ઉપરાંત પરસ્પર પૂરક પણ છે એ હકીકતનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. દરેક વર્ણને તેનાં પૃથક્ સામાજિક ઉદ્દેશ અને કર્તવ્ય, તેનાં સ્વતંત્ર કાયદા ને પ્રણાલિકા છે. દરેક વર્ણ એ નિશ્ચિત મર્યાદાવાળી એક એક સંસ્થા છે; તે દરેકને અમુક પરંપરાગત ને સ્વતંત્ર બંધારણ છે, અને તેની અંદર આહાર અને વિવાહને લગતા અમુક રીતરિવાજો પળાય છે. દરેક સમૂહને બીજાની દખલથી મુક્ત રહીને પોતાના ધ્યેયને માટે પુરુષાર્થ કરવાની છૂટ છે. સર્વ વર્ણોનાં કાર્યો આખા સમાજના કલ્યાણને માટે સરખાં મહત્ત્વનાં મનાતાં. શિક્ષકની શાંતિ, સૈનિકનું શૂરાતન, વેપારીની પ્રામાણિકતા, અને મજૂરની ધીરજ અને કાર્યશક્તિ એ સર્વ ગુણો સમાજના વિકાસમાં ફાળો આપે છે. દરેક ગુણમાં માણસને સંપૂર્ણતા પ્રાપ્ત કરવાનો અવકાશ રહે છે.

ચાતુર્વર્ણ્યના નિયમો સમાજના વિવિધ સમૂહોમાં વ્યવસ્થિતતા આણે છે. બ્રાહ્મણોને આધ્યાત્મિક આદર્શો કેળવી તેનો પ્રચાર કરવાની સ્વતંત્રતા ને નવરાશ અપાયેલી હતી. એમને જીવનનિર્વાહની ચિંતામાંથી મુક્ત રાખેલા હતા, કેમકે બીજાઓ તેમને દાન આપે તેને ઉત્તેજન અપાતું તેમ જ તે કર્તવ્યરૂપ પણ લેખાતું. બ્રાહ્મણો વર્ણનાં સ્વાર્થ અને સૂગથી પર હતા, અને તેમનામાં વિશાળ અને તટસ્થ દૃષ્ટિ હતી, એમ કહેવાય છે. તેઓ રાજ્યના બંધનમાં નહોતા, જોકે રાજ્ય તેમની સલાહ લેતું. રાજ્ય સમાજનો એક અવયવ હોઈ, તેની વ્યવસ્થા લશ્કરી

ઢબની હોય એ સ્વાભાવિક હતું. તેનું વિશિષ્ટ કાર્ય શાંતિ અને સુવ્યવસ્થા જાળવવાનું, અને સર્વ સમૂહો પોતપોતાનું કામ હળીમળીને કરે અને જુદાં જુદાં કામોનો ગોટાળો ન થવા પામે એ જોવાનું હતું. સરકાર એક કાર્યવાહક તંત્ર હતું, અને તે પ્રજાનું કલ્યાણ સાધે એવી અપેક્ષા તેની પાસે રખાતી. બ્રાહ્મણો, સરકારના સલાહકાર તરીકે, સમાજનું સાચું હિત શામાં છે તે બતાવતા.

સમાજનું રાજકીય અને આર્થિક જીવન આધ્યાત્મિક જીવનમાંથી પ્રેરણા મેળવે અને તેના પ્રાણે પ્રાણિત થાય એવી અપેક્ષા રખાતી. આ સિદ્ધાંતને લીધે રાજ્ય કેવળ લશ્કરી જુલમનું તંત્ર બનતું બચી ગયું હતું. સાર્વભૌમ સત્તા રાજ્યકર્તા વર્ગોના સ્વાર્થ સાથે એકરૂપ નહોતી, પણ આખી પ્રજાના હિત સાથે તદ્રૂપતા ધરાવતી. જે સંસ્થાઓ વડે આખા સમાજનું કલ્યાણ સધાય છે ને પ્રજાનું જીવન નભે છે તે સર્વ સંસ્થાઓના સમૂહની જે વ્યવસ્થા તે ધર્મ છે; જ્યારે સરકાર એ રાજકીય તંત્ર છે, ને જે સ્થિતિમાં ઉત્તમોત્તમ જીવન ખીલવી શકાય તે સ્થિતિ તે સર્વને માટે પેદા કરે છે ને ટકાવે છે. વેપારી મહાજનો, કુટુંબજીવન વગેરે અન્ય સંસ્થાઓનો સમાવેશ રાજ્યતંત્રમાં ન થતો; તેમને પોતપોતાનો વહીવટ ચલાવવાની છૂટ અપાયેલી હતી. રાજ્ય કલા, વિજ્ઞાન અને ધર્મની આડે આવતું નહીં; પણ એ સર્વને માટે આવશ્યક એવી શાંતિ ને સ્વતંત્રતાની બાહ્ય પરિસ્થિતિ તે ટકાવી રાખતું. આજે રાજ્યનાં કર્તવ્યોની જાણે મર્યાદા જ રહી નથી, ને તેનો વ્યાપ લગભગ આખા સમાજજીવન પર ફેલાયો છે.

અહિંસાના સિદ્ધાંત વિષે પોતાને અનુરાગ હોવા છતાં, હિંદુ સમાજે શસ્ત્રબળનો ઉપયોગ એ જેનું કર્તવ્ય છે એવા એક ખાસ વર્ગને માટે ચાતુર્વર્ણ્યમાં સ્થાન રાખ્યું છે. જ્યાં લગી મનુષ્ય સ્વભાવ આજે છે તેવો રહે, અને જ્યાં લગી

સમાજ તેની સર્વોચ્ચ કોટિએ ન પહોંચે ત્યાં લગી આપણને શસ્ત્રબળના ઉપયોગની જરૂર પડવાની જ. સુવ્યવસ્થા અને શાંતિમાત્રના વિઘાતક એવા માણસો સમાજમાં જ્યાં સુધી હોય ત્યાં સુધી તેણે એ સમાજવિરોધી તત્ત્વોને દબાવી રાખવાનાં અંકુશોની વ્યવસ્થા કરવી રહી. સમાજશરીર જ્યારે લડાઈ અથવા આંતરિક કલહોથી ખખળી જાય ત્યારે આ સમાજ-વિરોધી તત્ત્વોનું જોર જામે છે. તમારે ત્યાંની ( ૧૯૨૬ની ) સાર્વત્રિક હડતાળ નવ દિવસ ચાલી તે દરમ્યાન ઉધમાત અને રમખાણ આટલાં નહીંજેવાં થયાં એમાં ગ્રેટ બ્રિટનની સમાજ-રચનાના તમામ થરો પ્રમાણમાં કેટલા સંગીન છે એ બહુ સારી રીતે દેખાઈ આવ્યું છે.

લોભને દબાવી, સંપત્તિને અંગે પોતાને માથે આવતી જવાબદારી ઓળખવી, એ વૈશ્ય વર્ણનું કર્તવ્ય ઠરાવેલું હતું. સંપત્તિને સેવાનું સાધન ગણવામાં આવતું. હિંદુધર્મની ચડતીના દિવસોમાં સંપત્તિનો માલિક સંપત્તિ એ પોતાને મળેલી એક સામાજિક થાપણ છે એમ સમજતો, અને સમાજને માટે કેળવણી, રુગ્ણશુશ્રૂષા, જળાશયો અને વિનોદનાં સાધનો પૂરાં પાડવાનું કામ પોતે ઉઠાવી લેતો. દુર્ભાગ્યે જગતના લગભગ બધા ભાગમાં ધનના ઉપાર્જનનો શ્રમ એટલો બધો વધી પડ્યો છે કે ઘણા લોકો એના ભાર નીચે કચડાઈ રહ્યા છે. ધનની લોલુપતા સમાજજીવનને છિન્નભિન્ન કરી રહી છે, અને આધ્યાત્મિકતાની ભાવનાને દબાવી દેવા મથી રહી છે. સંપત્તિ ભોગવિલાસનું સાધન બની ગઈ છે, અને આપણે જગતમાં જે નીચતા ને ક્રૂરતા જોઈએ છીએ તેનું મોટું કારણ સર્વત્ર વ્યાપેલો લોભ છે. "ધર્મ અને વેપારને ભેળવવાથી બંને બગડે છે," એ વિચાર પ્રત્યે હિંદુધર્મને જરાયે સમભાવ નથી. આપણે જીવનમાંથી ધર્મ અને આત્માનાં શાશ્વત તત્ત્વોને તિલાંજલિ આપવી ઘટતી નથી.

મજૂરો અને ખેડૂતો એ શ્રમજીવી વર્ગો છે. આ વ
સમાજશરીરના જીવતા જાગતા અવયવો છે. દરેકને પોતપોત
અલગ તંત્ર છે તે અનુસાર તેઓ વર્તે છે, અને એકબીજા
સાથે હળીમળીને કામ કરે છે.

કોઈ પણ નવા જાતિસમૂહને હિન્દુ સમાજમાં લેવા
આવે ત્યારે તેને આ ચારમાંના એક વર્ણમાં દાખલ કરવા
આવે છે. ઘણી પરદેશી જાતોને ક્ષત્રિય તરીકે લેવામાં આ
હતી. મિ. જૅકસન લખે છે: "હિન્દુસ્તાને મધ્ય એશિયા
રખડુ લોકોને કેવા નરમ કર્યા ને સંસ્કારી બનાવ્યા, અ
પરિણામે નિરંકુશ તુર્કોમન ટોળીઓનું પ્રખ્યાત રાજપ
રાજવંશોના રૂપમાં કેવું પરિવર્તન થયું, એ વસ્તુ જે હિન્દીએ
સમજતા નથી તેઓ પોતાના દેશની મહત્તા વિષે સાચે
બહુ હલકો અભિપ્રાય ધરાવે છે."*

વર્ણવ્યવસ્થા એટલો આગ્રહ રાખે છે કે સમાજજી
જડ ને નિષ્ઠુર હરીફાઈના નિયમે નહીં પણ પરસ્પર મેળ અ
સહકારના નિયમે ચાલવું જોઈએ. સમાજ એ વ્યક્તિ વ્યક્તિ
વચ્ચેની હરીફાઈનો અખાડો નથી. વર્ણોને એકબીજાની જો
હરીફાઈમાં ઊતરવાની છૂટ આપેલી નથી. અમુક એક વર્ણ
જન્મેલા માણસને તે વર્ણના વ્યવસાય માટે કેળવણી આપવા
આવે છે; અને તેને નવી ઢબે કામ કરવું હોય તો તેને મ
તૈયાર થવું ઘણું કઠણ લાગે. દરેક માણસને તેનો પોતા
વિશિષ્ટ સ્વભાવ હોય છે, તેના વડે તે સ્વધર્મને સારુ લાય
બને છે; અને ધર્મના એટલે કે નિયત કર્મના ફેરફ
કરવા દેવામાં આવતા નથી. માણસમાં સ્વભાવે કરીને ઇત
કામ બરાબર કરવાની લાયકાત ન હોય એવે વખતે જો
જૂનું કામ છોડીને એકાએક નવું ઉપાડે તો તેના વ્યક્તિત્વ
સમૂળો નાશ જ થઈ જાય. આપણે આપણા જીવનનું અમ

* 'ઇન્ડિયન ઍન્ટિકવેરી', જાન્યુઆરી ૧૯૧૧.

રીતે ઘડાઈ ગયેલું વલણ બદલવા માગતા હોઈએ, પણ તે બદલવાની શક્તિ આપણામાં નથી હોતી. કુદરતને આપણી ઇચ્છાને બળે હડસેલીને જલદી ચલાવી ન શકાય. ચાર વર્ણો તે વિચારપરાયણ માણસો, કર્મપરાયણ માણસો, ભાવનાપ્રધાન માણસો, અને જેમનામાં આ ત્રણમાંથી એકે ગુણનો વિશેષ વિકાસ ન થયો હોય તેવા માણસોના ચાર વિભાગ છે.[1] બેશક આ ગુણો તે તે વર્ણોનાં એકમાત્ર લક્ષણ નથી પણ પ્રધાન લક્ષણ છે, અને તેમનાં માંહોમાંહે પાર વિનાનાં મિશ્રણ થયેલાં છે, ને તેને લીધે સંકર જાતિઓ ને મિશ્ર જાતિઓ થયેલી છે. ભગવદ્‌ગીતાના કર્તા માને છે કે વર્ણોના ચાર વિભાગ દરેક માણસના ગુણકર્મ અનુસાર થયેલા છે.[2] કર્મ ગુણ અનુસાર ઠરે છે; અને આપણા સ્વભાવમાં જડાઈ ગયેલા ગુણો ધીમે ધીમે જ બદલી શકાય. વ્યક્તિઓનાં સ્વભાવ અને આવડતની વિશેષતા શામાં છે એનો નિર્ણય એકેએક વ્યક્તિ પરત્વે નથી કરી શકાતો, તેથી ધંધો નક્કી કરવાને માટે આનુવંશિક સંસ્કારનો અને કેળવણીનો વિચાર કરવામાં આવે છે. વર્ણનાં કર્મો આનુવંશિક ગણાતાં ખરાં, પણ તેમાં અપવાદો છૂટથી કરવા દેવામાં આવતા. હલકા ગણાતા માણસો પાસેથી પણ વિદ્યા લેવાની છૂટ રાખેલી છે. બધા માણસોમાં, ભલે ઓછાવત્તા પ્રમાણમાં પણ, બધા ગુણ હોય છે. બ્રાહ્મણમાં સૈનિક થવાની શક્તિ પડેલી હોય છે. પ્રાચીન ઋષિઓ ખેડૂતો હતા અને કેટલીક વાર લડાઈમાં પણ જતા.

પ્રત્યેક વર્ણનો ધંધો કે વ્યવસાય એ સેવારૂપ છે, તેની પરંપરા નક્કી થયેલી છે, ને તેમાં આધ્યાત્મિક ધ્યેય રહેલું છે,

---

૧. સરખાવો:

सद्‌गुणो ब्राह्मणो वर्णः क्षत्रियस्तु रजोगुणः ।
तमोगुणस्तथा वैश्यो गुणसाम्यात्तु शूद्रता ॥

૨. ૩. ૨૧; ૧૭. ૧૩, ૪૧, ૪૫-૬

—એ કલ્પનાને લીધે સમાજમાં એવા વિચારને કદી ઉત્તેજન મળ્યું ન હતું કે કામ એ માણસને હલકો પાડનારી, પરાણે કરવાની વેઠ છે, અને તે કસાણું મોંએ ને કેવળ પૈસા કમાવાનો વિચાર રાખીને જ કરવાની છે. પોતાનું જે વિશિષ્ટ કાર્ય હોય તેને સંપૂર્ણતાએ પહોંચાડવું એ ધ્યેય દરેક વર્ણે નજર સામે રાખ્યું હતું. મજૂરને પોતાના કામ વાટે ને તે કામમાં પોતાના જીવનની કૃતાર્થતા પ્રાપ્ત થાય છે. ગીતાએ કહ્યું છે કે માણસ જો અનાસક્તિથી પોતાનું કામ કરે તો સંસિદ્ધિ પામે. આ દેશમાં (વિલાયતમાં) કેટલાક પાદરીઓ આપણી પાસે દરિયાનાં ઊંડાં પાણીમાં જઈને માછલાં પકડનાર માછીઓ માટે મદદ માગે છે, ને તેના કારણરૂપે કહે છે કે એ માછીઓ દરરોજ પોતાના જીવ જોખમમાં નાખે છે, એટલા સારુ કે બીજા લોકોને સવારના નાસ્તામાં માછલી ખાવા મળે. આવા પાદરીઓ કામની અસર કામ કરનાર પર શી થાય છે તે ભૂલી જાય છે. એ માછી દરિયા પર જાય છે તે બીજા લોકો ને તેમના નાસ્તાને ખાતર નહીં, પણ પોતાના જીવનની તૃપ્તિને અર્થે. આપણી સગવડ સચવાય છે એ તો એમના શ્રમનું એક આકસ્મિક પરિણામ છે. સદ્‌ભાગ્યે જગતની યોજના એવી રીતે થયેલી છે કે એક માણસનું હિત એ બીજાઓનું હિત નીવડે છે. મોટી મિલોમાં ને જંગી કારખાનાંમાં કામ કરનાર આપણા લોકોમાંના ઘણામાંથી કલા સરજવાની ને માણવાની શક્તિ ને સ્ફૂર્તિ હણાઈ ગયેલી છે. જૂના જમાનાના સુતાર કાંડયાને આજના કરતાં રાજકીય હકો ઓછા હતા, પગાર અને સુખસગવડ પણ ઓછાં હતાં, પણ તે વધારે સુખી હતો કેમકે તેને તેના કામમાં આનંદ આવતો. તે મતપેટી આગળ જઈ મત નહોતો આપતો એટલા કારણસર, આપણા આજના કામદાર, જે મત આપવાનો હક ભોગવે છે, તેઓ કહેશે કે એ તો ગુલામ હતો. પણ એના કામમાં એના જીવનનો આનંદ વ્યક્ત થતો. દરેક સલાટ કે

કડિયો, લુહાર કે સુતાર એક વિશાળ સહકારી સમૂહનો સભ્ય હતો, ને તેને કુમળી વયે એ ધંધાની કૂંચીઓનું જ્ઞાન આપવામાં આવતું. સૌંદર્યનું સર્જન કરવાની તીવ્ર ઇચ્છા એના મનમાં સર્વોપરી હતી. એક ઉદ્યોગના અનેક વિભાગ પડી ગયા છે ને એક એક માણસ એક આખા ઉદ્યોગને બદલે તેના અમુક વિભાગમાં જ નિષ્ણાત થાય છે, તેને લીધે કામદારોને પોતાના ઉદ્યોગનું જે અભિમાન હતું તે જતું રહ્યું છે. ઉદ્યોગ એ હવે વેપાર બની ગયો છે, અને કામદારો તેમાંથી છૂટી જઈ બહાર સિનેમા અને સંગીતશાળાઓમાંથી આનંદ મેળવવા તલસે છે. વધારે સમૃદ્ધ જીવન માટેની કામદારોની આકાંક્ષા સાવ વાજબી છે; પણ માનવકલ્યાણ ધનમાં જોવાની ને તેના ગજથી માપવાની વૃત્તિ વધતી જાય છે. સામાજિક કલ્યાણની આજની કલ્પનામાં ધનસંપત્તિએ અગાઉના કરતાં બહુ મોટી જગા રોકી છે. મનુષ્ય-સ્વભાવનો સુધારો એ સર્વ પુરુષાર્થનું સાચું ધ્યેય છે; જોકે એને માટે શ્રમજીવી કામદારને ઓછામાં ઓછાં અમુક અનિવાર્ય સુખસગવડ તો મળવાં જોઈએ જ, ને એ મેળવવાનો તેને પૂરેપૂરો હક છે.

હવે આપણી સામે વર્ગવિગ્રહની આંધી આવી પડેલી છે. તીવ્ર વર્ગભાન જાગ્રત થયું છે, ને તેની સાથે સંશય અને દ્વેષ, ઈર્ષા અને મત્સરના અંશો ભળેલા છે. આપણે આપણાં બાળકોને આપણી પોતાની રહેણી અનુસાર ઉછેરીને સંતોષ માનતા નથી, પણ જેઓ જ્ઞાનસંપન્ન હોય તેમને માટે બધાં જ દ્વાર ખૂલવાં જોઈએ એવો આગ્રહ રાખીએ છીએ. મુસીબતો એ કારણે ઊભી થાય છે કે કેટલાક વ્યવસાયમાં કમાણી વધારે થાય છે, અને એ વધારે કમાણીવાળા ધંધાનાં બારણાં સહુ ઠોકવા માગે છે. લોકશાસનના સિદ્ધાંતનો અર્થ એવી રીતે ઘટાવવામાં આવે છે કે સંપત્તિની આજના કરતાં વધારે સમાન વહેંચણી કરાવવાની સાવ વાજબી આકાંક્ષાનું સમર્થન થાય, એટલું જ નહીં પણ બુદ્ધિમાત્રને નીચે ઉતારી એક સપાટીએ લાવવાની વધતી

જતી વૃત્તિ પણ ઉચિત ઠરે. પણ આ વસ્તુ શક્ય નથી. જગતમાં સદા એવા કાબેલ માણસો રહેવાના જે લોકોના મુખી થશે ને તેમને દોરશે, અને બીજા માણસો તેમનું માનશે ને તેમની પાછળ ચાલશે. બુદ્ધિ અને ચારિત્ર ઉપર તરી આવશે, અને લોકશાસનના ચોકઠાની અંદર નેતૃત્વની અમીરી પેદા થશે. બધા માણસો બધી જ રીતે સમાન જન્મે છે, અને દરેક જણમાં દેશનું રાજ્ય ચલાવવાની કે જમીન ખેડવાની સરખી લાયકાત હોય છે, એ વાત સાચી નથી. કામ કરનારાઓમાં કામ કરવાની લાયકાત ભિન્ન ભિન્ન પ્રકારની ને ઓછાવત્તા અંશની છે, એ હકીકત નાબૂદ કરી શકાય એમ નથી. માણસના વિકાસનું દરેક ક્ષેત્ર વિશિષ્ટ અને એકાંતિક હોય છે. આપણે એક ક્ષેત્રમાં વિકાસ સાધવા માગીએ તો બીજાં ક્ષેત્રો પરથી નજર ખેંચી લેવી પડે. આપણે જુલમાટવાળાં બંધનો નાબૂદ કરવાં જોઈએ, જનસમૂહનું અજ્ઞાન ફેડવું જોઈએ, તેમનું સ્વમાન વધારવું જોઈએ, અને તેમને માટે ઉચ્ચતર જીવનની પ્રાપ્તિનાં દ્વાર ખોલવાં જોઈએ, એ બધું સાચું; પણ આપણે એવા ભ્રમમાં ન રહેવું જોઈએ કે આપણે પ્રતિભાશાળી અને મૂર્ખના, સમર્થ યોજક અને કલાગરા મજૂરના ભેદ નાબૂદ કરી શકીશું. આ જમાનાનાં લોકશાસન આપણને સહુને નર્યાં 'મનુષ્ય પ્રાણી' બનાવવા મથે છે, પણ એવાં પ્રાણી જગતમાં ક્યાંયે હસ્તી ધરાવતાં નથી.

હિંદુસ્તાનને થોડા જ વખતમાં વિશાળ પાયાના યાંત્રિક ઉદ્યોગોનાં સંકટોનો સામનો કરવો પડવાનો છે. કારખાનાંની મજૂરીમાં, જ્યાં માણસો યંત્રની પેઠે કામ કરે છે, જ્યાં તેમને તૈયાર થયેલા માલ જોડે કશી લેવાદેવા હોતી નથી, અને તેથી જેઓ તેના ઉત્પાદનમાં કશો આનંદ લઈ શકતા નથી, ત્યાં કામ એ નર્યું વૈતરું થઈ પડે છે, અને તે આત્માને સંતોષ આપતું નથી. એવું યાંત્રિક કામ જો યંત્રો વડે ન કરી શકાય, જો માણસોને જ તે કરવું પડે એમ હોય, તો તેમને એ

જેટલું ઓછું કરવું પડે તેટલું તેમને માટે બહેતર છે. કામ જેટલું વધારે યાંત્રિક અને વિવિધતા વિનાનું એકસૂરું હોય તેટલું એ વધારે જરૂરનું છે કે કામદારને વધારે ફુરસદ હોવી જોઈએ, અને તેનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવાની વધારે સારી જ્ઞાનની સામગ્રી તેને મળવી જોઈએ. મજૂરીના દર વધારવા જોઈએ, એટલું જ નહીં પણ મજૂર કારીગરનું કલ્યાણ પણ વધારે સધાવું જોઈએ. યાંત્રિક કામના દામ કલાકાર કે રાજધુરીણના પગાર કરતાં પણ વધારે અપાવા જોઈએ. કેમકે કલાકાર અને રાજધુરીણને તેમના કામમાંથી સંતોષ ને આનંદ મળે છે, ને તે જ એક રીતે કમાણી છે. પ્રાચીન ભારતમાં ઊંચામાં ઊંચી શ્રેણીના કામના, એટલે કે આત્મજ્ઞાન-રૂપી ખજાનાની રક્ષા કરવાના. ઓછામાં ઓછા દામ અપાતા. બ્રાહ્મણની પાસે રાજકીય સત્તા કે આર્થિક સંપત્તિ બિલકુલ હતી નહીં. હું માનું છું આ વ્યવસ્થામાં કંઈક ન્યાય છે, કેમકે જે વર્ગોનું કામ આત્માને જડ બનાવનારું છે તેમના પ્રત્યે એમાં વિશેષ સહાનુભૂતિ બતાવેલી છે. વળી આપણે એ પણ યાદ રાખવાનું છે કે માણસના જીવનમાં ધનદોલત એ કંઈ સૌથી અગત્યની વસ્તુ નથી. માણસનો દરજ્જો તેની આર્થિક સ્થિતિ જોઈને નક્કી ન થવો જોઈએ. જુગાર ખેલવામાં જીવન વિતાડનાર અમીર ઉમરાવ પરસેવાનો રોટલો ખાનાર કારીગરોના કરતાં ઊંચા નથી. ધનદોલતને ઊંચું સ્થાન ને આદર આપવાથી ચારિત્ર દિવસે દિવસે અધોગતિ પામતું જશે. વળી આપણે એ પણ ન ભૂલવું જોઈએ કે પ્રજા જે વ્યક્તિઓની બનેલી છે તે બધી વ્યક્તિઓ કંઈ રાજદ્વારી નેતાગીરી કે લશ્કરી સત્તા ચલાવવાનો એકમાત્ર વ્યવસાય કરી ન શકે. તેમણે અનેકવિધ વ્યવસાયો કરવા રહ્યા. અને તેને લીધે સહુનાં સંસ્કારો ને ભાવનાઓ જુદી જુદી રીતે ઘડાવાનાં. વ્યક્તિઓને એક સમૂહમાંથી બીજામાં ફેરવી

શકાય, પણ એવાં સ્થાનાંતર ઘણાં થવાનો સંભવ નથી.

સમાજની વ્યક્તિપ્રાધાન્યવાળી કલ્પના એ સમાજશાસ્ત્રની પરાકાષ્ઠા છે એવી નિશ્ચિતતા જેટલી આપણાં મનમાં સો વરસ પહેલાં હતી તેટલી આજે નથી. સમાજ એક અખંડ અવયવી છે, એક સમગ્ર સજીવ દેહ છે, એવી આધ્યાત્મિક કલ્પનાના લાભ વધારે ને વધારે દેખાતા જાય છે. જીવતો-જાગતો સમાજ એ વેપારીઓ ને શિક્ષકો, શરાફો ને વકીલો, ખેડૂતો ને વણકરોના, એકબીજાની હરીફાઈ કરતા, સમૂહોનો ઢીલો અસ્તવ્યસ્ત સંઘ છે, ને દરેક સમૂહ વધારે પગાર ને વધારે સુખસગવડને માટે બીજા બધાની જોડે સ્પર્ધા કરી રહ્યો છે, એ કલ્પના સાચી નથી. ભિન્ન ભિન્ન સમૂહોના માણસોએ જો પોતામાં રહેલી શક્તિઓને ખીલવવી હોય તો તેમણે એક પ્રકારની સમૂહભાવના ખીલવવી જોઈએ; સહુ માણસો એક-બીજાનાં સુખદુઃખના ભાગીદાર છે એમ માનતાં શીખવું જોઈએ. આ દૃષ્ટિએ જોતાં વર્ણવ્યવસ્થાના પક્ષમાં ઘણું કહેવા જેવું છે. એ વ્યવસ્થાની પાછળ કલ્પના એ રહેલી છે કે સમાજ એક અખંડ દેહ છે. આર્થિક સફળતા ને સમયસાધુપણાની કસોટીને બદલે તે જીવનનો એવો નિયમ સ્વીકારે છે જે વ્યક્તિનાં નિરંકુશ સ્વાર્થો ને કામનાઓ કરતાં ચડિયાતો છે. પોતાનાં ભાંડુઓની સેવા એ એક ધાર્મિક કર્તવ્ય છે. તેનો ત્યાગ એ અધર્મ છે.

જગતમાં કોઈ વ્યક્તિની કશી વિશેષતા જ ન રહે એ રીતે સહુને એક સપાટીએ મૂકી દેવાં એનું નામ લોકશાસન નથી. આપણા આત્માઓને આપણે એક જાતભાતનો લશ્કરી પહેરવેશ પહેરાવી શકતા નથી. એ તો આપખુદી થાય. લોકશાસન એ આવશ્યક માને છે કે કુદરતે સહુને સારા થવાની કે સારું કરવાની જે શક્તિ જન્મથી આપી છે તેનો વિકાસ સાધવાનો સરખો હક સહુને હોવો જોઈએ. માનવજાતિનો દરેક પ્રકાર એ કંઈક અંતિમ તત્ત્વ છે, ને તેમાંથી કોઈ અજોડ

પરિણામ નીપજવાનો સંભવ રહેલો છે, એમ આપણે માનતા હોઈએ, તો એ પ્રકારનો નાશ કરવો એ વિશ્વની યોજનામાં એક ગાબડું પાડ્યા જેવું થશે. મનુષ્યના માનસે પેદા કરેલી સર્વ મૂલ્યવાન વસ્તુઓને લોકશાસને ખીલવવી જોઈએ. દરેક પ્રકારની સેવા સમાજને માટે સરખી મહત્ત્વની છે. સમાજ એક સજીવ દેહ છે; તેની ક્રિયાઓ ભલે અનેકવિધ હોય, પણ તેનું મૂળ અને તેનું ધ્યેય તો એક જ છે. સમાજના બીજા વર્ગો બંધનમાં હોય ત્યાં લગી કોઈ એક વિભાગ કે વર્ગને સાચી સ્વતંત્રતા હોઈ શકે નહીં. "સૌ સંકટોને તરી જાઓ; સૌનું કલ્યાણ થાઓ; સૌને સદ્બુદ્ધિ પ્રાપ્ત થાઓ; સર્વત્ર સૌ આનંદ પામો."* આ શબ્દોમાં લોકશાસનનો સાચો આદર્શ વ્યક્ત થયેલો છે. વર્ણવ્યવસ્થા એ સંપત્તિ કે સુખની સાધનાની બાબતમાં લોકશાસન નથી ખરી, પણ આત્માની દૃષ્ટિએ જોતાં તો તે લોકશાસન જ છે; કેમકે તે એટલું સ્વીકારે છે કે દરેક આત્મામાં કંઈક એવું તત્ત્વ વસે છે જે અલૌકિક છે ને જેની ચડતી ઊતરતી શ્રેણી પાડી શકાતી નથી; તે મોટાઈના ને માનપાનના સર્વ ભેદોને કોરે મૂકી માણસમાત્રને એકસરખી સપાટીએ મૂકે છે; અને તે એવો પણ આગ્રહ રાખે છે કે દરેક મનુષ્યમાં જે વિશિષ્ટ, અદ્વિતીય એવો અંશ છે તેને પ્રગટ કરવાને તેને તક મળવી જોઈએ. આર્થિક દૃષ્ટિએ જોતાં આપણે એક સહકારી પેઢી અથવા બિરાદરી છીએ, ને તેમાં આપણે યથાશક્તિ ફાળો આપીએ છીએ ને આપણી જરૂરિયાત પ્રમાણે લઈએ છીએ. રાજકીય દૃષ્ટિએ જોતાં, આપણે કાયદાની નજરમાં સરખા હક્કો ભોગવીએ છીએ; અને આ બે વસ્તુ આપણને સાચી આત્માની વિમુક્તિ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય આપે છે. સમાજની

* सर्वस्तरतु दुर्गाणि सर्वो भद्राणि पश्यतु ।
सर्वः सदबुद्धिमाप्नोतु सर्वः सर्वत्र नन्दतु ॥

ન્યાયી વ્યવસ્થા આધ્યાત્મિક સ્વાતંત્ર્ય, રાજકીય સમતા અને આર્થિક સહકારના પાયા પર રચાશે.

જગતની સમાજવ્યવસ્થામાં આપણે જોઈએ છીએ કે એક પ્રભુત્વ ધરાવતો સમૂહ અચૂક બીજાઓને તાબે રાખે છે. રાજા, તેના ઉમરાવ, તેમના લડવૈયા, અને બાકીના લોકો ગુલામ અને વસવાયા, એ પ્રકારના બંધારણમાં શસ્ત્રધારણ અને લડાઈનું કામ સૌથી પ્રતિષ્ઠિત ગણાતું. આજની મૂડી-પ્રધાન સંસ્થાઓમાં સંપત્તિ પ્રભુત્વ ભોગવે છે. હિંદુ સમાજ-વ્યવસ્થામાં સંસ્કૃતિનું સ્થાન શ્રેષ્ઠ અને ધનનું નિકૃષ્ટ છે, કેમકે સંસ્કારપ્રાપ્તિ અને આત્મસાધન એ સ્વતંત્રપણે ધ્યેયરૂપ મનાય છે, અને બીજી કોઈ વસ્તુને ખાતર એની પ્રાપ્તિ માટે પુરુષાર્થ કરવામાં આવતો નથી. સમાજની વર્ણપરંપરામાં સર્વોચ્ચ સ્થાન સાચા બ્રાહ્મણનું છે. તે બ્રાહ્મણ એવો હોય જેનામાં પરસ્પરવિરોધી ગણાતા ગુણોનો સંપૂર્ણ સંયોગ હોય — દા. ત. આપભોગ એવો હોય જે સાચી મુક્તિરૂપ હોય, સંપૂર્ણ સંયમ હોય જે સંપૂર્ણ સેવારૂપ હોય, પોતાનો લાભ સાધવાની બિલકુલ ઇચ્છા ન હોય છતાં તેની સાથે જગતના કલ્યાણ માટે તીવ્રમાં તીવ્ર તાલાવેલી હોય. શૂરો સુભટ, ક્ષત્રિય વીર, એ ભારતવર્ષનો આદર્શ નથી, કેમકે તેને સમગ્ર સત્યનું દર્શન કે આકલન નથી. તે તો એક ભાગનો પક્ષ લઈ બીજા પક્ષ જોડે લડે છે. હમેશાં તેની સામે કોઈ ને કોઈ પક્ષનો વિરોધ હોય જ, ને તેને જેર કરવા તે તાકતો હોય. જે બ્રાહ્મણ ઋષિ સમગ્ર જીવનનું દર્શન કરે છે તે પક્ષભેદથી રહિત હોય છે, પક્ષાતીત હોય છે, અને એ સમગ્રતાના મધ્યબિન્દુ પર ઊભો રહી ત્યાંથી જીવનના સર્વ પ્રકારોનું અવલોકન કરે છે. તે જો એક ભાગનો પક્ષ લઈ બીજા જોડે લડવા બેસે તો પોતાની જાતને બેવકૂફ નીવડે. તે શસ્ત્રયુદ્ધ નથી કરતો તો તેનું કારણ એ નથી કે તે એવા યુદ્ધમાત્રને નિરર્થક માને છે;

તેનું કારણ તો એ છે કે તેણે પોતાને લડવાની લડાઈઓ પૂરી કરેલી હોય છે. પોતાની અને જગતની વચ્ચે જે વિસંવાદો હતા તે તેણે શમાવી દીધા છે, અને હવે તે શાંતિ ભોગવે છે. બુદ્ધ અને ઈસુ બંનેને મારે — શેતાને લલચાવ્યા હતા, ને તેના પર વિજય મેળવ્યા પછી જ તેમને બોધિ — જ્ઞાનની પ્રાપ્તિ થઈ. મૈત્રી અથવા જીવમાત્ર પ્રત્યે મિત્રતા એ બ્રાહ્મણનો મુખ્ય ગુણ છે,* અને આપણે ઘણાખરા એ વિજય મેળવીએ તો બહુ જ ધીમે ધીમે મેળવી શકીએ. પ્રજ્ઞાવાન ઋષિ થતા પહેલાં શૂરા લડવૈયા બનવું પડે છે. જે યોદ્ધા તરીકે વીરતાથી લડે છે તે રણાંગણમાં વ્યવહારજ્ઞાન મેળવે છે, અને જ્ઞાનની દૈવી શાંતિ માટે પાકટ બને છે. રણાંગણ પર ઘા કરવા ને ઝીલવા, શત્રુને મારવા ને પાછી પાની કર્યા વિના સામી છાતીએ મોતની ભેટ કરવી એમાં જે હિંમત ને શૂરાતન રહેલાં છે તેની ઍરિસ્ટૉટલે અને ઘણા લશ્કરી નિષ્ણાતોએ સ્તુતિ કરેલી છે.× પોતાનો દેહ હોમી દેવાની તત્પરતા એ શ્રેષ્ઠ પુરુષનું લક્ષણ છે. હિંમત એ ક્ષત્રિયનો મુખ્ય સદ્‌ગુણ બને છે. પણ ક્ષત્રિય એ સમાજનો શ્રેષ્ઠ પુરુષ નથી; કેમકે ક્ષત્રિયનું શૂરાતન, ગમે તેટલું ઉચ્ચ કોટિનું હોય તોપણ, આપણા સ્વભાવમાં રહેલી પશુતાનો અંશ પ્રગટ કરે છે. આપણા હૃદયમાંની પશુતા જ્યાં લગી કાબૂમાં નથી આવી ત્યાં લગી જગતમાં લડાઈઓ થયાં કરવાની ને લડવૈયાનો વર્ગ કાયમ રહેવાનો.

---

* मैत्रीकर्म समस्तेषु ब्राह्मणस्योत्तमं धनम् । વળી: मैत्रो ब्राह्मण उच्यते । मनु०

× સરખાવો: द्वाविमौ पुरुषौ लोके सूर्यमण्डलभेदिनौ ।
परिव्राड् योगयुक्तश्च रणे चाभिमुखो हतः ॥

આ જગતમાં સૂર્યમંડલને ભેદીને પાર જઈ શકે એવા બે પુરુષો છે — એક યોગી પરિવ્રાજક, અને બીજો રણમાં સામી છાતીએ મોતની ભેટ કરનારો.

ઊંચી સંસ્કૃતિ પામેલા માણસો પણ કેટલીક વાર પશુ સમાન બની જાય છે. એમના સ્વભાવમાંની ક્રૂરતાની વૃત્તિ બળજબરીથી દબાવી દીધેલી હોય છે, શમાવી દીધેલી નથી હોતી.

જીવનની જે ભીષણ ક્ષણોમાં આત્મા ઘોર અન્યાયની સામે ખડો રહે છે અને વેદના અને પ્રકોપથી વલોવાઈ જાય છે તે વખતે ક્ષત્રિય બોલી ઊઠે છે: "મા કરજે એ; જીવથી મારી નાંખીશ." પણ સાચો બ્રાહ્મણ એવે વખતે કહે છે: "એ કામ ન કર; નહીં તો હું મારો જીવ આપીશ." માણસ જેટલો ઊંચો તેટલા તેના હક ઓછા ને કર્તવ્યો વધારે.

સ્વપ્નદ્રષ્ટા પોતાના આદર્શોને તત્કાળ ને સંપૂર્ણપણે ફળેલા જોવા ઇચ્છે છે; પણ હિંદુ ધર્મશાસ્ત્ર ધીમા પરિવર્તનનો આગ્રહ રાખે છે. યથાર્થ જગતના નિયમો અને સંજોગોનો તે વિચાર કરે છે. અવળે રસ્તે ચડેલો, ગગનવિહારી આદર્શવાદી માણસની અપૂર્ણતાઓ જોઈને આઘાત પામે છે, પ્રગતિનો ધીમો વેગ જોઈ ધૂંઆપૂંઆ થાય છે, પોતાના જેવી આદર્શ માટેની ધગશ સહુમાં છે એમ માની લે છે, પોતે કલ્પેલા નંદનવનને પહોંચવાની ટૂંકી કેડીઓ સ્વપ્નાંમાં પડચો નિહાળે છે, અને આ રીતે બળવાખોરોના દળમાં ભળે છે. રાજ્ય એને સમાજને માટે ભયરૂપ ગણે છે. રાજ્યે મૂકેલા દાબ અને અંકુશની સામે વિરોધ ઉઠાવી તે સમાજને અરાજકતાના હુમલા સામે અરક્ષિત બનાવી મૂકે છે. શાણપણવાળી યોજના એ છે કે આપણે આપણા પગ ધરતી પર રાખવા ને આંખો અવિચળપણે આકાશના તારા પર રાખવી. આદર્શોની સિદ્ધિ માટીનાં માનવી મારફતે કરાવવાની હોય છે; ને એ માણસોમાં ઊંચાં ને નીચાં, જ્ઞાની ને મૂર્ખ સર્વ પ્રકારો હોય છે. બધા માણસો જો જ્ઞાની હોત તો જિંદગીનું કામ સહેલું થઈ જાત; પણ માણસો જ્ઞાની બનવાના પ્રયત્નમાં ઓછીવત્તી સફળતા મેળવી રહ્યા છે, એટલે મનુષ્યજીવનની સમસ્યાઓ

આજના રૂપમાં ઊભી થયેલી છે. જેમનામાં આત્મપૃથક્કરણ અને આત્મનિયોજનની શક્તિ ઉદ્ભવી નથી એવા ઓછા વિકસેલા માણસો, અને વધારે વિકસેલા અથવા દ્વિજ — બે વાર જન્મેલા — એવા બે વિભાગ હિંદુ વિચારકો સ્વીકારે છે. આ બીજા વિભાગની, બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એવી, સીડીનાં પગથિયાં જેવી, ત્રણ શ્રેણી તેમણે પાડી છે. જુદા જુદા વર્ણો એ આત્મસાક્ષાત્કારના રસ્તાના જુદા જુદા ટપ્પા પર ઊભેલા માણસોના સમૂહો છે. માણસ ગમે એટલો નીચે હોય તોપણ તે વહેલો મોડો, વિકાસની સાધારણ ક્રિયા વડે ચડતો ચડતો, ઊંચામાં ઊંચી કક્ષાએ પહોંચી શકે છે, અને કાળના વારાફેરામાંથી મુક્તિ મેળવી શકે છે. દરેક માણસને તેના સ્વભાવને અનુકૂળ એવી સપાટીએ પહોંચવા માટે સમય અને અવકાશ મળી રહે છે, અને જે કોઈ ઊર્ધ્વગામી બનવાની વૃત્તિ બતાવે છે તે ઉન્નતિ પામી પોતાની સર્વોચ્ચ શક્તિની કક્ષાએ પહોંચે છે.

જુદા જુદા વ્યવસાયોની વચ્ચે ભેદ મનાવાનું થોડા જ વખતમાં શરૂ થયું, અને વધારાના હકોથી તેમ જ અંકુશોથી કેટલાક સમૂહોની અધોગતિ થવા પામી. વર્ણ વર્ણ વચ્ચેની ઊંચનીચપણાની કલ્પનાને કારણે જુદા જુદા વર્ગોની આધ્યાત્મિક સ્થિતિ અને સમતા જોખમમાં આવી પડવા જેવું લાગ્યું ત્યારે વિરોધના અવાજો ઊઠ્યા. બુદ્ધિ ન સ્વીકારી શકે એવા ઉપલા વર્ગોના ગુમાનની સામે પોકાર ચાલ્યો. કારીગર એ સૈનિકના જેટલો જ સુસંસ્કૃત માણસ છે. કહેવાય છે કે માનવજાતિના છેક આરંભકાળમાં વર્ગોના ભેદ નહોતા, કેમકે સહુની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થયેલી હતી. × શ્રુતિવચન અનુસાર દાશ (માછી), દાસ અને જુગારી સર્વ બ્રહ્મરૂપ છે.[1] ભાગવત કહે છે કે જેમ ઈશ્વર એક છે તેમ મનુષ્યનો વર્ગ પણ એક જ છે. મનુ

× सर्वं ब्राह्ममिदं जगत् — महाभारत, शांतिपर्व

१. ब्रह्म दाशा, ब्रह्म दासा, ब्रह्मैवेमे कितवाः ।

કહે છે કે માણસો બધા જન્મથી શૂદ્ર જન્મે છે, પણ સંસ્કારથી દ્વિજ બને છે. વર્ણ એ ગુણ—ચારિત્ર—પરથી નક્કી થાય છે. "બ્રાહ્મણ કર્મથી થાય છે, કુટુંબથી કે જન્મથી થતો નથી; ચાંડાલ પણ જો શુદ્ધ ચારિત્રવાળો હોય તો તે બ્રાહ્મણ છે."[1] જેમને બ્રાહ્મણો પૂજતા એવા કેટલાક મહર્ષિઓ મિશ્ર વિવાહોની સંતતિ હતા. "મહામુનિ વસિષ્ઠ ગણિકાને પેટે જન્મેલા ને તપે કરીને બ્રાહ્મણ થયા. વ્યાસ કૈવર્ત (માછી) માને પેટે જન્મેલા ને પરાશર ચાંડાલીને પેટે. એટલે એમાં સંસ્કાર એ જ કારણરૂપ છે. બીજા પણ ઘણા, જે પૂર્વે અદ્વિજ હતા, તે વિપ્રત્વ પામેલા."[2] એમ દ્વિજત્વ જન્મથી નહીં પણ વર્તનથી ગણાય છે. પૂર્ણત્વની પરમ અવસ્થા તો જેમ 'ઊંચા' વર્ણો તેમ જ 'નીચા' વર્ણો પણ મેળવી શકે છે. ગીતામાં ભગવાન કૃષ્ણે કહ્યું છે: "જેઓ પાપયોનિ હોય તે પણ, અને સ્ત્રીઓ વૈશ્યો તથા શૂદ્રો જે મારો આશ્રય લે છે તે પરમ ગતિ પામે છે."[3] વળી કહ્યું છે: "જે અંત્યજ હોવા છતાં ભક્ત છે તેમને ભગવાનના નામ

---

૧. ૯. ૧૪. ૪૮. સરખાવો:

न योनिर्नापि संस्कारो न श्रुतं न च संततिः ।
कारणानि द्विजत्वस्य वृत्तमेव तु कारणम् ॥
सर्वोऽयं ब्राह्मणो लोके वृत्तेन तु विधीयते ।
वृत्ते स्थितस्तु शूद्रोऽपि ब्राह्मणत्वं नियच्छति ॥
—महाभारत, अनुशासन पर्व

२. गणिकागर्भसंभूतो वसिष्ठश्च महामुनिः ।
तपसा ब्राह्मणो जातः संस्कारास्तत्र कारणम् ॥
जातो व्यासस्तु कैवर्त्याः श्वपाक्यास्तु पराशरः ।
बहवोऽन्येपि विप्रत्वं प्राप्ता ये पूर्वमद्विजाः ॥

३. मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥

વાટે મુક્તિપ્રદ જ્ઞાન મેળવવાનો અધિકાર છે. સ્ત્રીઓ, શૂદ્રો ને અધોગતિ પામેલા બ્રાહ્મણોને તે જ્ઞાન તંત્ર વાટે મેળવવાનો અધિકાર છે."[1] બ્રહ્મજ્ઞાન અને પરમ ગતિ પામવાની તાલાવેલી જેટલી ધનિકના મનમાં ..લી જ રંકના મનમાં, જેટલી બળવાનમાં તેટલી જ નિર્બળમાં હોઈ શકે છે. પ્રભુપ્રેમ એ કોઈ એક વર્ગની આગવી માલિકીની વસ્તુ નથી; તેમ મનની શુચિતા એ બજારમાં ખરીદી શકાય એવી ચીજ નથી. એ ગુણોની બાબતમાં સામાજિક ભેદો અદૃશ્ય થઈ જાય છે.

આપણે સહુ પરમ પદને પામવાના અધિકારી છીએ એ સાચું, પણ તેને માટે જુદા જુદા લોકોને તેમના પેઢીઉતાર ચાલતા આવેલા આનુવંશિક ઉપાસનાવિધિઓ વાપરવા દેવામાં આવે છે. ઉપલા ત્રણ વર્ણોને વૈદિક વિધિવાળા યજ્ઞો દ્વારા પરમ પદ પામવાની છૂટ છે; તે છૂટ ચોથા શૂદ્રવર્ગને નથી. ઉપનયન અને વેદાધ્યયનનો અધિકાર એમને આપવામાં આવ્યો ન હતો. પોતાના ઉપયોગી માણસો એ ચીજો પાછળ પડી મગજની ખરાબી કરે એ સારું નહીં એવી કદાચ સમાજની ધારણા હશે. આત્મજ્ઞાન વેદાધ્યયનના ને બીજા અધિકાર વિના પણ મળી શકે છે. શંકરાચાર્ય માને છે કે સૂત અને વિદુર જેવા શૂદ્રોએ તેમના પૂર્વજન્મના બળે પરમ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. ઇતિહાસ અને પુરાણનો અભ્યાસ, જપ, ઉપવાસ અને પૂજા વડે માણસ પરમાત્માને પામી શકે છે. દરેક માણસ, તે માણસ છે એટલા કારણે જ, મોક્ષ સુધી પહોંચવાનું સામર્થ્ય ધરાવે છે.

ભારતવર્ષના ઇતિહાસના આરંભકાળથી સમાનતા માટેની લડત આપણે ત્યાં ચાલતી આવી છે. રૂઢિના સ્તંભ અને નવીનતામાત્રના શત્રુ વસિષ્ઠ, અને પ્રગતિવાદીઓના નેતા

---

૧. अन्त्यजा अपि ये भक्ता नामज्ञानाधिकारिणः ।
स्त्रीशूद्रब्रह्मबन्धूनां तन्त्रज्ञानाधिकारिता ॥

અને મુક્તિ તથા સ્વાતંત્ર્યના સમર્થક વિશ્વામિત્ર એ બેની વચ્ચેના ઝઘડામાં એ લડતનો એક પુરાવો આપણને મળે છે. વેદધર્મ કેવળ આર્યોની જ મિલકત રહે એવી પુરાણમતવાદી વસિષ્ઠની ઇચ્છા હતી, જ્યારે વિશ્વામિત્ર એ સર્વને આપવા ઇચ્છતા હતા. ઉપનિષદોની હિલચાલની પાછળ ભાવના જનસમૂહના હિતની હતી. બૌદ્ધધર્મે ઊંચનીચના તમામ ખ્યાલો તોડી નાંખ્યા એ જાણીતું છે. શંકરની ફિલસૂફીમાં વિશાળ જનસમૂહને સ્થાન હતું, અને રામાનુજે શૂદ્ર તથા પંચમ વર્ગોના માણસોને આળવાર તરીકે સત્કાર્યા હતા.

જેઓ વેદોમાં નોંધેલા અનુભવની પ્રેરણા અનુસાર પોતાનો વિકાસ સાધતા હતા તેમને જ આચારવિચારના વેદોક્ત નિયમો લાગુ પડતા. તેના વિધિઓ બહુ જ સ્પષ્ટપણે ઓળખાઈ આવે એવા છે, અને ઇતર લોકોના વિધિઓ તેનાથી એટલા ભિન્ન છે કે તેની અને વૈદિક આચારની વચ્ચે ભેદ પાડવો યોગ્ય ઠરે છે. દરેક જાતિસમૂહને તેનું જીવન પોતાની મરજી મુજબ વિકસાવવાની છૂટ હતી; અને પરકીય વિચારો, જેને લીધે તેનું ધ્યેય ગોટાળામાં પડે કે વિસારે પડે, તેવા વિચારોનું નિયંત્રણ તેના પર ન મૂકવામાં આવતું. પણ થોડા જ વખતમાં આ વિશિષ્ટ પૂજાવિધિઓ એક પ્રકારની આગવી આધ્યાત્મિક મિલકત ગણાવા લાગ્યા. અને ઊંચનીચ-પણાના ખ્યાલો પેદા થયા ને વધ્યા. વર્ણવ્યવસ્થા સમાજના વિકાસને અર્થે ( लोकानां तु विवृध्द्यर्थम् ) હસ્તીમાં આવી હતી; અને લોકહિત આજે એ માગે છે કે કોઈ પણ જાતના ઇજારા કે આગવાપણાનો સંશય નાબૂદ થવો જોઈએ. જેમ જેમ સમાજમાં અસમાનતા ઓછી થતી જશે ને સર્વ વર્ગો સમાનતાની કોટિએ આવતા જશે તેમ તેમ આદર્શો વધારે ને વધારે સમાજવ્યાપી ને સમાજગ્રાહ્ય થશે. સત્યયુગમાં એકલા બ્રાહ્મણો તપ કરતા, ત્રેતામાં બ્રાહ્મણો ને ક્ષત્રિયો બંને કરતા,

દ્વાપરમાં દ્વિજ ગણાતા ત્રણે વર્ણો કરતા, અને ચોથા કલિયુગમાં ચારે વર્ણો કરે છે. બીજા શબ્દોમાં કહીએ તો, હિન્દુ શાસ્ત્રગ્રંથો આજે સર્વ વર્ણનાં સ્ત્રીઓ તેમજ પુરુષો ઉભયને માટે ખુલ્લા મુકાવા જોઈએ.

વ્યાખ્યાનોનો આપણો ક્રમ પૂરો થયો છે. આપણે જોઈએ છીએ કે હિન્દુ તત્ત્વજ્ઞાન એક પરમાત્માને માને છે, જોકે તેને જુદાં જુદાં નામો અપાય છે. હિન્દુ સમાજવ્યવસ્થામાં વર્ણો ઘણા છે, પણ સમાજ એક જ છે. હિન્દુ વસ્તીમાં અનેક જાતિઓ ને ઉપજાતિઓ સમાયેલી છે, પણ એક સર્વવ્યાપી ભાવના વડે સૌ એક સૂત્રે સંકળાયેલી છે. વિવાહના પ્રકાર ઘણા ચાલવા દેવામાં આવે છે ખરા, પણ સર્વની પાછળ આદર્શ તો એક જ સાધવાનો વિચાર રખાયો છે. સમાજનાં સંખ્યાબંધ રૂપોમાં આદર્શની અંતર્ગત એકતા રહેલી છે. હિન્દુધર્મની કેન્દ્રવર્તી ભાવના શી છે, અને તેનો ધર્મ અને સમાજના પ્રશ્નોને અંગે પ્રયોગ કેવી રીતે કરવામાં આવ્યો છે, એનું પુનરાવર્તન સંક્ષેપમાં આપીને આ વ્યાખ્યાનમાળા સમાપ્ત કરવી ઠીક પડશે.

આ જગત એક નિરંતર વહેતો પ્રવાહ છે. જે કંઈ છે તે આ જગત છે ને તેની પાર કશું છે જ નહીં, એવું નથી. એ જગત નિયમને વશ વર્તે છે ને પૂર્ણત્વ તરફ ગતિ કરી રહ્યું છે, તે બતાવે છે કે એના પાયામાં કંઈક આધ્યાત્મિક સત્ તત્ત્વનો આધાર છે, અને કોઈ અમુક પદાર્થ કે પદાર્થસમૂહ લીધા એટલે તેમાં એ સત્ પૂરું સમાઈ ગયું એવું નથી. ઈશ્વર જગતમાં છે, પણ જગતરૂપે નથી. જગતના વિકાસની ક્રિયામાં જે સહેજે દેખાઈ આવે એવી ભૂમિકાઓ છે એટલી જ સર્જનપ્રવૃત્તિ ઈશ્વર કરે છે એવું નથી. તે ક્યાંક દૂર દૂર બેઠેલો છે અને જીવનું કે ચેતનાનું સર્જન કરવાને જ જગતના વ્યવહારમાં વચ્ચે પડે છે એમ પણ નથી; તેનું કામ તો અવિરત, અવિશ્રાંતપણે ચાલ્યાં જ કરે છે. પ્રાકૃતિક અને અતિપ્રાકૃતિક તત્ત્વોની

વચ્ચે દ્વૈતભાવ નથી. અતિપ્રાકૃતિક અથવા આધ્યાત્મિક તત્ત્વ એ પ્રાકૃતિક તત્ત્વના ફળરૂપ છે, ને પ્રાકૃતિક તત્ત્વ તેના મૂળરૂપ છે. હિન્દુ ભાવના જીવન પ્રત્યેની એ વૃત્તિ છે જે માને છે કે દૃશ્ય અને પાર્થિવ જગતની અપાર વિવિધતા અદૃશ્ય અને શાશ્વત આત્માથી પ્રાણિત થયેલી છે, તેમાંથી પોષણ પામે છે, ને તેને જ આધારે ટકી રહેલી છે.

પાપ, ભ્રમ અને કુરૂપતા એ અંતિમ શાશ્વત વસ્તુઓ નથી. પાપ બતાવે છે કે પુણ્યે હજુ કેટલી મજલ કાપવાની પડેલી છે. કુરૂપતા એ અધૂરી સુંદરતા છે. ભ્રમ એ સત્યના માર્ગમાં આવતો એક વિસામો છે, એક મુકામ છે. એ બધાંને વટાવીને માણસે આગળ જવું રહ્યું છે. કોઈ પણ વિચાર સર્વાંશે ભ્રમાત્મક નથી કે જેથી તેનો સર્વથા ત્યાગ જ કરવો ઘટે. કોઈ પણ માણસ એવો સો ટકા પાપમય નથી કે જેથી તે હમેશની સજાને લાયક ગણાય ને તેને કદી ક્ષમા મળે જ નહીં કે તેનાં પાપ ધોવાય જ નહીં. કોઈ માનવી આત્મા તેના ઈશ્વરનિર્મિત અંતિમ મુકામે ન પહોંચે તો તેટલે અંશે વિશ્વ નિષ્ફળ નીવડયું. પ્રત્યેક આત્મા જગતના અન્ય સર્વ આત્માઓથી ભિન્ન સ્વભાવવાળો છે, એટલે પાપીમાં પાપી આત્માના નાશથી પણ ઈશ્વરની યોજનામાં ગાબડું પડશે. નરક જેવી કોઈ વસ્તુ હસ્તી ધરાવતી નથી; કેમકે નરક એટલે એવી જગા જ્યાં ઈશ્વર નથી; તેમજ નરક હોય તો એનો અર્થ એ પણ થાય કે જગતમાં એવાં પણ પાપ પડયાં છે જેને ઈશ્વરનો પ્રેમ ધોઈ શકતો નથી. ઈશ્વરનો નિરવધિ પ્રેમ એ જો નરી બનાવટી કલ્પના ન હોય તો જગતના સર્વ આત્માઓ મોક્ષ પામવાના જ છે એ વિષે લવલેશ શંકા નથી. પણ એમ બને ત્યાં સુધી જગતમાં ભ્રમ અને અપૂર્ણતા કાયમ રહેવાનાં. નિરંતર વિકાસ પામતા વિશ્વમાં પાપ અને ભ્રમ અનિવાર્ય છે, જોકે તે ધીરેધીરે ઓછાં થતાં જાય છે ખરાં.

ધર્મના વિષયમાં હિંદુ તત્ત્વજ્ઞાન આધ્યાત્મિક જીવનને શ્રેષ્ઠ કોટિનું માને છે, અને કહે છે કે માણસ ઇશ્વરનું દર્શન, તેનો સાક્ષાત્કાર કરી શકે છે, પણ એ સાક્ષાત્કારનાં માણસની ભાષામાં થયેલાં વર્ણનોમાં વૈવિધ્ય હોય એ અનિવાર્ય છે. ઇશ્વરવાદના ઇતિહાસમાં ઇશ્વરના સ્વરૂપનું નિરૂપણ કરવા એક પછી એક રૂપક વપરાયાં જ કરે છે, ને છેવટે એવું જ્ઞાન થાય છે કે મનુષ્ય અને જગત ઇશ્વરરૂપી સત્‌માંથી જ ઉદ્‌ભવ્યાં છે, એ સત્‌માં જ પ્રતિષ્ઠિત છે, અને એ સત્‌ એ જ એમના જીવનનું મધ્યબિંદુ છે. મારા બગીચાના છોડ ઇશ્વરના સરજેલા છે, અને મારા પડોશીના બગીચાના છોડ તે શેતાને વાવેલું નીંદણ હોઈ તેને આપણે ગમે તે ભોગે નીંદી કાઢવું જોઈએ, એવી જે માન્યતા દ્વૈતવાદમાંથી પેદા થાય છે તેનો હિંદુધર્મ અસ્વીકાર કરે છે. ઉત્તમ એ સારાનું શત્રુ નથી, એ ન્યાયે હિંદુધર્મ માન્યતાઓના સર્વ પ્રકારોનો સ્વીકાર કરે છે ને તેમને ઉચ્ચતર કોટિએ ચડાવે છે. ભ્રમ દૂર કરવાનો ઇલાજ માણસોને જીવતા બાળવા કે લાકડીથી મારવાનો નથી, બળજબરી કે જુલમ કરવાનો નથી, પણ જ્ઞાનરૂપી પ્રકાશને શાંતિથી ફેલાવવાનો છે.

વ્યાવહારિક ધર્મના વિષયમાં હિંદુધર્મ એમ સ્વીકારે છે કે કેટલાક માણસો એવા છે જે ઇશ્વરને મોઢામોઢ જોવા ઇચ્છે છે, જ્યારે બીજા કેટલાક એવા છે જે એ બધાનું સત્ય જાણવાના પ્રયત્નમાં રાચે છે. કેટલાકને કર્મમાં શાંતિ લાધે છે, કેટલાકને વિરતિમાં. સર્વગ્રાહી ધર્મ જે એક જ મુકામે સહુને પહોંચવાનું છે તે મુકામને રસ્તે દરેકને દોરી જાય છે; કેમકે સહુ આરાધના તો એક જ દેવીની કરે છે, માત્ર તેને ધરાવવાની ભેટ જુદી જુદી લાવે છે. આપણો પોતાનો વિશિષ્ટ ઉપાસનાવિધિ એ જ એક સાચો ને શ્રેષ્ઠ છે એવું આપણે ન માનવું જોઈએ. સંપૂર્ણતાના પરમ પદને બ્રહ્મચારી તરીકે પામી શકાય, કે

ગૃહસ્થ તરીકે, કે સંન્યાસી તરીકે, કોઈ પણ રીતે પામી શકાય. એક જ રસ્તો સાચો ને બીજા ખોટા એવી દૃષ્ટિ રાખવી અયોગ્ય છે. સંત પુરુષની સાધુતાને લીધે પતિવ્રતાનું સતીત્વ અને બાળકની મુગ્ધ નિર્દોષતા નિરર્થક બનતાં નથી. દરેક ગુણની સંપૂર્ણ અવસ્થા તે ઈશ્વરરૂપ છે. ગીતામાં ભગવાને કહ્યું છે કે "જે કંઈ વિભૂતિમાન છે, સુંદર છે, ઓજસ્વી છે તે સર્વ મારા તેજના અંશમાંથી પેદા થયેલું જાણ."*

કર્મનો નિયમ આપણને કહે છે કે વ્યક્તિગત જીવન એ મૃત્યુની સાથે સમાપ્ત થનારો એક કાલાવધિ નથી, પણ અનેક જન્મોની ઘટમાળ—ભવચક્ર—છે. આપણે પ્રવાસના અંત લગી પહોંચીએ ત્યાં સુધી આપણને નવી નવી તકો મળ્યાં કરશે. આપણે અમુક ભવમાં કયું રૂપ લઈશું એનો આધાર આપણાં પૂર્વકર્મ પર છે. સ્વર્ગ અને નરક એ એક અવિરત પ્રવાસમાં ઉપલી ને નીચલી એવી અવસ્થાઓ છે. સ્વર્ગ અને નરક એ કંઈ તેનો અનુભવ કરનાર વ્યક્તિઓની બહાર નથી, તેમનાં અંતરમાં જ રહેલાં છે. અંતરનાં પાપોનું પ્રક્ષાલન કરીને જ આત્મશુદ્ધિ થઈ શકે. પાપનું ફળ દુઃખ છે. બાવા આદમે પ્રથમ પાપ કર્યું ત્યારથી માણસજાતના સ્વભાવમાં પાપ જન્મથી જડાયેલું છે, અને એકના સત્કર્મનું ફળ બીજો મેળવી શકે છે, એ કલ્પનાઓ આપણે છોડી દેવી જોઈએ. આપણે જીવનની જે અવસ્થામાં મુકાયા તેમાં આપણું કર્તવ્ય કરી છૂટવું જોઈએ. આપણને ઘણાખરાને આપણો વ્યવસાય પસંદ કરવાની મનમાની છૂટ નથી હોતી. આપણાં માતપિતા, આપણો દેહ ને આપણી માનસિક શક્તિઓ વગેરે જે વારસો આપણને મળ્યો હોય તેનો સારામાં સારો ઉપયોગ કરવો એમાં મુક્તિ રહેલી છે. દરેક પ્રકારની શક્તિનો, દરેક પ્રકારના

* यद् यद् विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥

વ્યવસાયનો જો સદુપયોગ કરવામાં આવે તો તે આપણને પરમાત્મપદ સુધી લઈ જશે.

પતિ અને પત્ની વચ્ચે સંપૂર્ણ શારીરિક તેમજ માનસિક અને આધ્યાત્મિક એકરાગ ઉપજાવવાના ને ટકાવવાના ઉત્તમ સાધન તરીકે એકપત્નીવિવાહનો આદર્શ બતાવવામાં આવ્યો છે ખરો; પણ ભિન્ન આદર્શો અને અભિરુચિઓ, ટેવો અને કામનાઓવાળા લોકોની સ્થિતિ જોઈને વિવાહના બીજા પ્રકારોની પણ છૂટ આપવામાં આવી હતી. વિવાહિત જીવન ધીરેધીરે અને બહુ ધીરજપૂર્વક પ્રયત્ન કરીને જ સુખી બનાવવું જોઈએ. પતિપત્ની વચ્ચે સ્વભાવની વિષમતા એ જો લગ્નવિચ્છેદનું પૂરતું કારણ ગણાય તો આપણામાંના ઘણાને છૂટાછેડા કરવા વારો આવે. સ્ત્રીઓનાં કર્તવ્યો પુરુષનાં કર્તવ્યથી ભિન્ન ગણ્યાં છે ખરાં, પણ સ્ત્રીઓ પુરુષથી હલકી છે એવું સૂચન જરાયે નથી.

વર્ણવ્યવસ્થાને લીધે ઘણું માઠું પરિણામ આવ્યું છે ખરું, પણ એના પાયામાં કેટલાક સંગીન સિદ્ધાંતો રહેલા છે. આપણે જેમને જંગલી, આદિવાસી વગેરે કહીએ છીએ તેમના પ્રત્યે આપણું વલણ સમભાવનું હોવું જોઈએ. સુધરેલા માણસોનું કામ પછાત કોમોની જીવતીજાગતી વૃત્તિઓ અને સ્ફુરણાઓને આદર આપીને પોષવાનું છે, તેમનો નાશ કરવાનું નથી. સમાજ એ ભિન્ન ભિન્ન શ્રેણીઓવાળો એક સજીવ દેહ છે, અને મનુષ્યની પ્રવૃત્તિઓના પ્રકાર તેમજ તેમની ઉપયોગિતામાં ભેદ રહે જ છે. પણ એ જ્યાં લગી સર્વસંમત ધ્યેયની સિદ્ધિમાં મદદ કરે ત્યાં સુધી તેની દરેકની કિંમત છે. દરેક પ્રકારને તેના ગુણધર્મ હોય છે; તેનું સંવર્ધન કરવું જોઈએ. કોઈ પણ માણસ એકીસાથે સંપૂર્ણ સંત, સંપૂર્ણ કલાકાર, ને સંપૂર્ણ તત્ત્વચિંતક ન થઈ શકે. દરેક નિશ્ચિત પ્રકારને અમુક સીમાઓની મર્યાદા બાંધેલી હોય છે,

તેને લીધે તે બીજા પ્રકારમાં પ્રવેશ કે પ્રગતિ કરી નથી શકતો. મજૂર કારીગરે પોતામાં રહેલી શક્તિઓને પોતાના કામ વાટે ખીલવવી જોઈએ, અને એ કામ સમાજની સેવા કરવાની ભાવનાથી કરવું જોઈએ. કામ એ કારીગરી છે તેમજ સેવા પણ છે. આપણા વર્ગવિગ્રહોનું કારણ એ છે કે સમાજના જુદા જુદા વર્ગોમાં એકતાની જાગૃત ભાવના સ્ફુરતી નથી ને એ વર્ગોને એક સૂત્રે બાંધતી નથી.

આ હિંદુધર્મના કેટલાક કેંદ્રવર્તી સિદ્ધાંતો છે. હિંદુધર્મ જો આજે જીવતો હોય તો તે આ સિદ્ધાંતોને લીધે. પણ એ બહુ જ ઓછું જીવે છે. જ્યાં એક કાળે ચેતન ખળખળ વહેતા ઝરાના જેવું વહેતું હતું ત્યાં આજે થાક અને નિષ્ક્રિયતા પ્રવર્તે છે. અમે આજે જ્ઞાનપૂર્વક આગળ વધતા નથી, પણ જડ પદાર્થની પેઠે પ્રવાહમાં ઘસડાઈએ છીએ, અને ભાવિની રાહ જોતા બેસીએ છીએ. અમારો પ્રાણ ક્ષીણ થઈ ગયો છે, આત્મા થાકી ગયો છે. અમારાં રાજકીય પરિવર્તનોને લીધે અમે વિકાસના નિયમ પ્રત્યે દુર્લક્ષ કર્યું. હિંદુ સંસ્કૃતિ તેની જાહોજલાલીના દિવસોમાં ચેતનથી મસ્ત હતી, સમુદ્રો ઓળંગતી, વસાહતો સ્થાપતી, અને જગતને શીખવતી તેમજ તેની પાસેથી શીખતી હતી. વિજ્ઞાનોમાં અને કલાઓમાં તેમજ વેપારવણજમાં, પંદરમા સૈકા સુધી, તે જગતની સૌથી આગળ વધેલી પ્રજાઓથી પાછળ નહોતી. આજે અમે પોતાની જાતથી ડરતા લાગીએ છીએ, અને તેથી આત્મરક્ષા માટે અમારા ધર્મના કોચલાને વળગી રહીએ છીએ. જે કવચ વડે અમે જીવનની રક્ષા કરવા માગીએ છીએ તે કવચ જીવનનો વિકાસ રોકી રહ્યું છે. વૃક્ષના અંતર્ભાગની રક્ષા કરનારી છાલ તેની નીચે રહેલા વૃક્ષના જીવન-પ્રવાહના જેટલી જ ચેતનાવાળી હોવી જોઈએ. તેણે વૃક્ષના વિકાસને રૂંધવો ન જોઈએ, પણ અંદરથી જેમ સ્ફુરણા થાય

તેમ વિકસવું જોઈએ. જે સંસ્થા યા રૂઢિ માનવી વિકાસની એક ભૂમિકાને માટે યોગ્ય ને આરોગ્યપ્રદ હોય તે વિકાસની આગલી ભૂમિકાને માટે અધૂરી અને કદાચ ભયાનક પણ નીવડે. 'હમેશાં આમ જ ચાલતું આવ્યું છે' એવો પુરાણ-પ્રિયતાનો પોકાર ફિલસૂફીમાં ને આચારમાં, અભિરુચિમાં ને નીતિધર્મમાં, રાજકારણમાં ને સમાજવ્યવસ્થામાં પ્રવર્તતા સાપેક્ષતાના સિદ્ધાંતની અવગણના કરે છે. એ સિદ્ધાંતનો પ્રાચીન હિંદુઓને બહુ સ્પષ્ટ ખ્યાલ હતો. ભારતવર્ષમાં અગણિત સૈકાંઓથી કાળ નિષ્ક્રિય ઊભો રહ્યો છે, અને જગતના આદિકાળમાં સમુદ્ર શોષાઈ ગયો તે પછી કશું પરિવર્તન થયું જ નથી, એ કલ્પના સાવ ખોટી છે. ભૂત-કાળની જોડે અનુસંધાન તો રહ્યું છે, પણ સાથેસાથે પ્રગતિ પણ થઈ છે. વેદોના કર્મકાંડવાળા, પ્રમાણમાં અણઘડ, ધર્મને દબાવીને તેનું સ્થાન લેવા માટે શુદ્ધ અધ્યાત્મજ્ઞાનની જે હિલચાલ ચાલી તેમાંથી જ ઉપનિષદોનો જન્મ થયો હતો. ઉપનિષદોની હિલચાલ જ્યારે તાત્ત્વિક વાદવિવાદમાં અટવાઈ ગઈ, જ્યારે ખંડનમંડનના જ્વરને લીધે ધર્મની અનિરુદ્ધ ભાવના મંદ પડી ગઈ, ત્યારે સત્યની સાદાઈ અને નીતિનિયમની ભવ્યતાને વળગવાને બૌદ્ધધર્મે લોકોને હાકલ કરી. લગભગ એ જ અરસામાં, જ્યારે વેદવાદ અને શાસ્ત્રચર્ચાની સંસ્કૃતિએ અને શુષ્ક પાંડિત્યે ધર્મને અમાનુષી મતમતાંતરરૂપ અને વિવાદગ્રસ્ત બનાવી દીધો, અને આ અધરી વ્યર્થ ડાચાકૂટમાં પાંડિત્ય ધરાવતા લોકોમાં હાસ્યજનક અભિમાન ઉત્પન્ન થયું, ત્યારે ભગવદ્‌ગીતાએ શુદ્ધ હૃદયવાળાં સર્વને માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં કર્યાં. કર્મકાંડીઓ જ્યારે જીવતા ધર્મને કડક વાદ અને મતની દીવાલો પાછળ કેદ કરી શકયા ત્યારે આત્માના સાચા સંદેશવાહક એવા શૈવ અને વૈષ્ણવ સાધુસંતોએ, અને શંકર તથા રામાનુજ જેવા બ્રહ્મજ્ઞાનીઓએ લોકોને જીવતા

ઈશ્વરની ઉપાસના કરવાનો બોધ આપ્યો. મધ્વ અને ચૈતન્ય, બસવ અને રામાનંદ, કબીર અને નાનકનો પ્રભાવ નાનોસૂનો ન હતો. વિચાર લો કે આચાર, એકેની બાબતમાં એકરૂપ, સ્થિરસ્થાવર, અચલાયતન હિંદુધર્મ જેવી કોઈ ચીજ કદી હસ્તીમાં હતી જ નહીં. હિંદુધર્મ એ નદી છે, સરોવર નથી; વિકસતું વૃક્ષ છે, પરિપક્વ ફળ નથી; વર્ધમાન પરંપરા છે, સ્થગિત મતસંચય નથી. તેના ગત ઇતિહાસ પરથી આપણને એમ માનવાને પ્રોત્સાહન મળે છે કે વિચારના ક્ષેત્રમાં કે ઇતિહાસના ક્ષેત્રમાં, ભવિષ્યમાં કંઈ પણ ભીડનો પ્રસંગ ઊભો થશે તો હિંદુધર્મ તેને પહોંચી વળવાનું સામર્થ્ય ધરાવે છે.

કેટલાંક સૈકાંના લાંબા શિયાળા પછી અમે હિંદુધર્મની નવસર્જનભરી અનેક વસંત ઋતુઓમાંની એક આજે અમારી નજર આગળ ખીલતી જોઈ રહ્યા છીએ. અમારા પ્રાચીન ધર્મને અમે નવી આંખે જોવા લાગ્યા છીએ. અમને લાગે છે કે અમારો સમાજ ડામાડોળ સ્થિતિમાં પડ્યો છે. ઘણી ઘીચ ઝાડી એવી જામી ગઈ છે જે સુકાઈ કે સડી ગઈ છે ને તેથી તેની સફાઈ થવાની જરૂર છે. હિંદુ આચારવિચારના નેતાઓનાં મનની પાકી ખાતરી થઈ છે કે આજના જમાનામાં હિંદુધર્મના મૂળભૂત સિદ્ધાંતો જતા કરવાની જરૂર નથી, પણ વધારે જટિલ અને ગતિમાન એવી સમાજવ્યવસ્થાની ખાસ જરૂરિયાત જોઈને તે પ્રમાણે તે સિદ્ધાંતોનું નવેસર પ્રતિપાદન કરવાની જરૂર છે. આવો પ્રયાસ એ હિંદુધર્મના ઇતિહાસમાં પૂર્વે અનેક વેળા થઈ ચૂકેલી એવી ક્રિયાનું જ પુનરાવર્તન થશે. એવી પુનર્ઘટનાનું કામ આજે ચાલી રહ્યું છે. ઝાડનાં મૂળ જ્યારે ઊંડાં હોય ત્યારે તેનો વિકાસ ધીમો હોય છે. પણ જેઓ અંધકારમાં એક ઝીણી જ્યોત પણ પ્રગટાવશે તેઓ આખા આકાશને ઝગઝગાટ કરવામાં મદદ કરશે.